શ્રીમંત ગાયકવાડ સરકારનું દેશી કેળવણી ખાતું.

# હિન્દુ ધર્મની બાળપોથી.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ એમની આજ્ઞાથી


તૈયાર કરનાર

**પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.**

એમ. એ, એલએલ. બી.

**અમદાવાદ.**





આવૃત્તિ પહેલી, ] [ પ્રત ૩૦૦૦.

સં. ૧૯૭૪. ] [ ઈ. સ. ૧૯૧૮.

કિંમત ૦—૧૧—૦.

શ્રી

# જાહેરાત.

આ રાજ્યની પ્રાથમિક શાળાઓમાં ધર્મવિષયક શિક્ષણ આપવા એક પુસ્તક તૈયાર કરવા માટે શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમની ખાસ હુજુર અંક $\frac{\text{એ}}{\text{૨૮}}$ સંવત ૧૯૭૩ તા. ૬–૨–૧૭ માં આજ્ઞા થયલી તે ઉપરથી જુદી જુદી કોમના સંભાવિત ગૃહસ્થોની એક કમીટી નીમવામાં આવી હતી. એ કમીટીની સૂચના અનુસાર આવું એક પુસ્તક તૈયાર કરવાનું કામ અમદાવાદ ગુજરાત કૉલેજના અધ્યાપક આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ, એમ. એ.; એલ એલ. બી. એમને સુપ્રત કરવામાં આવેલું, તે પ્રમાણે તેમણે તૈયાર કરી આપેલું આ "**હિન્દુ ધર્મની બાળપોથી**" નામક પુસ્તક પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તા. ૨૩–૭–૧૯૧૮.
વડોદરા.
જ. પુ. જોષીપુરા.
ભા. આ.



A. B. Clarke.
**વિદ્યાધિકારી,**
વડોદરા રાજ્ય.

# પ્રસ્તાવના.

નીતિશિક્ષણ પછી ધર્મશિક્ષણ એ ક્રમ પ્રમાણે 'ધર્મવર્ણન'નું બાલોપયોગી પુસ્તક મ્હોટાં છોકરાં માટે ઉદ્દિષ્ટ છે. એ કરતાં ન્હાનાં છોકરાં પણ ઉપયોગમાં લઇ શકે એવું એક લઘુ પુસ્તક રચવાની શ્રીમંત મહારાજા સયાજીરાવની આજ્ઞા થઈ અને તદનુસાર, બહુ ટૂંક મુદતમાં, આ પુસ્તક તૈયાર કરી આપી બહાર પાડ્યું છે.

વિષયની ગોઠવણી આ પ્રમાણે છેઃ—

પ્રથમ ઉપોદ્ઘાતમાં 'હિન્દુધર્મ'-શબ્દનો અર્થ સમજાવી એનાં શાસ્ત્રનો ઐતિહાસિક ક્રમમાં વિભાગ કર્યો છે. તે પછી પાંચ ખંડમાં વિષય વ્હેંચ્યો છે. **પ્રથમ ઇતિહાસ ખંડ**: એમાં હિન્દુધર્મના ઇતિહાસનાં સાત ચિત્રો રજુ કર્યાં છે. તેમ કરવામાં, ન્હાનાં બાળકને ઇતિહાસ પ્રકરણબદ્ધરૂપે નહિ પણ વાર્તારૂપે આપવો જોઇએ એ શિક્ષણશાસ્ત્રનો સર્વમાન્ય નિયમ સ્વીકાર્યો છે. તે પછી હિન્દુધર્મનાં સામાન્ય તત્ત્વોનું નિરૂપણ શરૂ થાય છે. તેમાં પ્રથમ, હિન્દુધર્મની ત્રણ શાખામાંની પહેલી શાખા જે વેદધર્મ, તેનાં સામાન્ય તત્ત્વો આવે છે. તેમાં પહેલું ઇશ્વરસંબન્ધી જ્ઞાન, આ પુસ્તકના **બીજા ખંડમાં**; તે પછી, આર્ય ધર્મજીવન યાને ધર્મની વર્ણ–આશ્રમ–સંસ્કારાદિ સંસ્થાનું નિરૂપણ, **ત્રીજા ખંડમાં**; અને તે પછી આત્મા અને પરજીવન સંબન્ધી વિચાર, **ચોથા ખંડમાં**—એમ ક્રમવાર વિષય વ્હેંચ્યો છે. છેવટે, **પાંચમા ખંડમાં** હિન્દુધર્મની બાકીની બે શાખાઓ–જૈનધર્મ અને બૌદ્ધધર્મ–એનાં તત્ત્વો આપ્યાં છે. બ્રાહ્મણ જૈન અને બૌદ્ધ ત્રણે એક જ મહાવૃક્ષની ડાળીઓ હોવાથી, પ્રથમ મારો વિચાર જૈન અને બૌદ્ધ ધર્મને બ્રાહ્મણ ધર્મ સાથે ભેળવી લઇને ત્રણેનું મિશ્ર નિરૂપણ કરવાનો હતો. અને શ્રીમન્ત મહારાજા સાહેબની ધર્મશિક્ષણકમિટિની પણ એવી જ સૂચના હતી. પણ એ મિશ્રણ દોષરૂપ ન થાય અને ભ્રાન્તિ ઉત્પન્ન ન કરે તે સારૂ પ્રથમ પરિભાષાના એકીકરણની જરૂર જણાઈ—જે આ લઘુ પુસ્તક માટે ભારે પડી. તેથી એ વિચાર છોડી દઈ, ત્રણેનું જુદું જુદું નિરૂપણ કરવાની સામાન્ય પદ્ધતિ સ્વીકારી છે. પણ તેમ કરવાની સાથે ત્રણ ધર્મ એક જ મહાવૃક્ષની શાખાઓ છે એ વાત ઉપર વારંવાર વાચકનું લક્ષ દોર્યું છે.

આ પુસ્તકનો ઉદ્દેશ હિન્દુધર્મનાં તત્ત્વો સમજાવવાનો છેઃ એટલે

માત્ર હકીકત આપીને સન્તોષ માનવો યોગ્ય ગણ્યો નથી. આથી કદાચ કોઇને આ લઘુ પુસ્તક કોઈ કોઈ સ્થળે કઠણુ થએલું જણાશે. પણુ તેઓને આટલું વિચારવા મારી વિનંતિ છે કે—હિન્દુધર્મના આચાર વિચાર શા છે એટલું જ બાળકને જણાવવાથી હાલના સમયમાં કાંઈ ફળ નથી; એથી હિન્દુધર્મ માટે એમને લાગણી ઉત્પન્ન થવાની નથી, અને થશે તો તે વર્તમાન વિચારયુગમાં નિરર્થક છે. જો ધર્મનો વિષય હાલના જમાનામાં ગ્રાહ્ય કરાવવો હોય તો તે સમજણ સાથે જ આપવો જોઇએ, અને તેથી એ સમજાવવા માટે કરેલો આ અલ્પ પ્રયત્ન ભૂલભરેલો નહિ ગણાય એમ આશા છે.

સમજાવવાના કામ માટે સંવાદનું રૂપ જ ઉત્તમ લાગવાથી એ પદ્ધતિ અહીં સ્વીકારી છે. મહેતાજી અને છોકરાંઓ વચ્ચે સંવાદ કરાવવાની રીત અતિ રૂઢ અને કૃત્રિમ દેખાય છે, અને તેથી મારો વિચાર પ્રથમ એ પદ્ધતિ દાખલ કરવાનો નહોતો. પણુ વિશેષ વિચાર કરતાં મને જણાયું કે મ્હોટી ઉમ્મરે આપણુને જે રૂઢ અને કૃત્રિમ લાગે છે તે બાળકને તેવું લાગતું નથી. તેઓને તો વર્તમાન સમયમાં નિશાળનું જીવન જેવું ખરૂં અને રસિક લાગે છે તેવું બીજું કશું લાગતું નથી: એમનું જીવન ઘણે ભાગે નિશાળથી જ ભરાએલું રહે છે એમ કહીએ તો ચાલે. આ દૃષ્ટિથી જોઇને મેં પૂર્વોક્ત "મહેતાજી અને છોકરાં" ની પદ્ધતિ સ્વીકારી છે.

ભાષા જેમ બને તેમ સરળ રાખી છે. છતાં શબ્દોની પુનરુક્તિ નિવારતાં કોઈ કોઈ કઠણુ શબ્દ સ્વાભાવિક રીતે જ આવી ગયા છે, ત્યાં પાઠની નીચે એની નોંધ કરી છે અને અર્થ આપ્યા છે. પારિભાષિક કે શાસ્ત્રરૂઢ શબ્દો વાપરવાની જ્યાં જરૂર પડી છે ત્યાં તે વાપર્યા છે, પણુ એના એ જ વાક્યમાં, એની સાથે, એનો અર્થ કરી દીધો છે.

તત્ત્વજ્ઞાનનો વિષય બાળકને સમજવો કઠણુ પડે એમ છે તથાપિ તે દાખલ કર્યો છે: એવી આશાએ કે બાળક એ છોડી દેશે તો પણુ સામાન્ય વાચકના ઉપયોગમાં તો આવશે જ. વિશેષમાં, તત્ત્વજ્ઞાન વિના હિન્દુધર્મ તે રામ વિનાના રામાયણુ જેવો છે.

ડુમ્મસ,
તા. ૧૫-૫-૧૭ } આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# અનુક્રમણિકા.

## ઉપોદ્ઘાત.



## ખંડ ૧: ઇતિહાસ:



## ખંડ ૨: ઈશ્વર:



## ખંડ ૩: વર્ણાશ્રમધર્મ તથા આર્ય ધર્મજીવન.

# હિન્દુ ધર્મની બાળપોથી.

૧.

## હિન્દુધર્મ એટલે શું ?

[ દિવાલ ઉપર પૃથ્વીનો નકશો રાખીને.]

છોકરાંઓ, આ પૃથ્વીના નકશા ઉપર નજર નાંખો. એમાં તમને, આપણા એશિઆ ખંડમાં અને **આફ્રિકા** જ્યાં એશિઆને અડે છે એ કારણે, કેટલીક મ્હોટી નદીઓ જોવામાં આવશે: (૧) એક આ **નાઇલ**; (૨) એની પાસે આ બીજી બે—**યુફ્રેટિસ** અને **ટાઇગ્રિસ**; (૩) એશિઆને સામે છેડે આ **હો-આંગ-હો** અને **યાંગ-સે-ક્યાંગ**; (૪) બે છેડાની વચમાં—આ **આમુ** અને **સિર** દરિયા (**ઑક્સસ**); અને તે પાસે આ કાસ્પિઅન સરોવર તથા **વૉલ્ગા** અને **યુરલ** નદી (૫) ત્યાંથી ચાલી હિન્દુસ્થાનમાં આવ્યા ત્યાં આ **સિન્ધુ**, **ગંગા-યમુના**, અને **નર્મદા**, અને એ ઓળંગીને દક્ષિણમાં **ગોદાવરી**, **કૃષ્ણા** અને **કાવેરી**. નદીને કાંઠે અનાજનો પાક અને ઘાસચારો સારો થાય છે, માણસને તેમ જ ઢોરને પીવાને પાણી પુષ્કળ હોય છે, અને ન્હાની હોડી કે ત્રાપા બાંધતાં આવડતું હોય તો તે વડે પાણી-માર્ગે મુસાફરી કરવાની અને માલ લઇ જવા લાવવાની સગવડ પણ ઠીક મળે છે. આ કારણથી પ્રાચીનકાળમાં આ નદીઓના પ્રદેશમાં મનુષ્યોએ વસીને પોતાનો સુધારો સારો કેળવ્યો હતો: એટલે કે, ખેતી-વેપાર-ઉદ્યોગ--કળા-સાહિત્ય-કુટુમ્બ-રાજ્ય-ધર્મ વગેરે જે જે બાબતોમાં સુધરેલાં મનુષ્યો જંગલી મનુષ્યો કરતાં સરસાઇ ભોગવે છે તે બધી અસલ આ નદીઓના પ્રદેશમાં જ કેળવાઇ હતી.

એમાંથી પ્રથમના બે પ્રદેશમાં ઉત્પન્ન થએલો ધર્મ તેમ જ બીજી બધી જાતનો સુધારો નાશ પામી ગયો છે: જમીન ખોદતાં એમાંથી વાસણો, હથિઆરો, અક્ષરલખેલી ઇંટો વગેરે પદાર્થ નીકળી આવે છે એ ઉપરથી એ સુધારા વિષે આપણે કેટલુંક જાણીએ છીએ. પણ **સિન્ધુ** અને **ગંગા-યમુના**ના પ્રદેશમાં વસેલા લોકોએ જેવાં પુસ્તકો રચ્યાં, તેવાં **નાઇલ** અને **યુફ્રેટિસ-ટાઇગ્રિસ**વાળા પ્રદેશ—જે **મિસર** (**ઇજિપ્ટ**), **આસીરિયા**,

ખાલ્દીઆ અને બાબિલોનિયા નામે ઓળખાતા—ત્યાંના લોકોએ રચ્યાં નથી. ત્રીજો જે હો-આંગ-હો અને યાંગ-સે-ક્યાંગનો પ્રદેશ—જે ચીન દેશ કહેવાય છે—એનો સુધારો હજી ચાલતો છે; પણ એ દેશના લોકોએ પણ મૂળ ગંગા–યમુનાના પ્રદેશમાં ઉત્પન્ન થએલો ધર્મ જ સ્વીકાર્યો છે. કાસ્પિયન સરોવર અને એની આસપાસની નદીઓના કાંઠાની* પ્રાચીન સુધરેલી પ્રજા-જે આર્ય જાતિ કહેવાય છે—એ તો ઘણા જૂના વખતથી ગ્રીસ, રોમ, ઇરાન, હિન્દુસ્થાન, એમ જુદી જુદી બાજુએ વેરાઇ ગઇ હતી. આ આર્ય પ્રજા સિન્ધુ નદીને કાંઠે વસી, ત્યાંથી ગંગા–યમુનાના પ્રદેશમાં આગળ વધી, અને પછી દક્ષિણમાં દાખલ થઇ. સિન્ધુ અને ગંગા–યમુનાના પ્રદેશમાં આ આર્ય લોકોએ જે ધર્મ કેળવ્યો તે જ દક્ષિણ હિન્દુસ્થાનમાં પ્રસર્યો, એટલે એમ કહીએ તો ચાલે કે પૃથ્વી ઉપર ફેલાએલા ધર્મમાં સિન્ધુ અને ગંગા નદીના પ્રદેશમાં કેળવાએલો ધર્મ જેટલો જૂનો છે તેટલો જૂનો અત્યારે બીજો કોઇ ધર્મ નથી. એટલું જ નહિ, પણ આ ધર્મની અસર જૂના કાળમાં હિન્દુસ્થાનની બહાર પશ્ચિમમાં મિસર સુધી, દક્ષિણ–પૂર્વમાં લંકા, બ્રહ્મદેશ, સુમાત્રા–જાવાના ટાપુઓ સુધી, અને ઉત્તર–પૂર્વમાં તીબેટ, ચીન અને જાપાન સુધી પ્રસરી હતી. આ ધર્મને આપણે એના મૂળ ઉત્પત્તિસ્થાન—સિન્ધુ—ઉપરથી,† '**હિન્દુધર્મ**' કહીએ છીએ.

એ ધર્મનાં પ્રાચીન પુસ્તકો હજારો વર્ષ ઉપર થએલાં તે હજી હયાત છે; અને એ ધર્મના આકારમાં દેશકાળ પ્રમાણે ઘણા ફેરફાર થયા છે, તો પણ એનાં મૂળ તત્ત્વ—એનું સામાન્ય બંધારણ—હજી કાયમ છેઃ એ સિન્ધુ અને ગંગા–યમુનાને કાંઠે વસતા પ્રાચીન આર્યોએ પરમાત્મા વિષે જે સિદ્ધાન્તો બાંધ્યા છે તે જ સિદ્ધાન્તો અત્યારના હિન્દુઓ સ્વીકારે છે, અને તેઓ જેમ સૂર્ય સામું જોઇ એના તેજમાં પરમાત્માનું ધ્યાન ધરતા, એની સ્તુતિ કરતા, એને અગ્નિમાં આહુતિ આપતા, તે જ પ્રમાણે અત્યારના હિન્દુઓ પણ કરે છે.

આવા લાંબા કાળથી ચાલતા આવેલા ધર્મનું સ્વરૂપ દરેક હિન્દુ બાળકે જાણવું જોઇએ તે માટે આપણા કૃપાળુ મહારાજાશ્રીએ એ વિષય તમને ટુંકામાં અને સરળ રીતે સમજાવવા મને આજ્ઞા કરી છે. તે પ્રમાણે

---

* મૂળ ત્યાંની કે બીજે કોઇ સ્થાનેથી આવેલી એ વિષે મતભેદ છે. ઉત્તર ધ્રુવના પ્રદેશમાંથી કે બાલ્ટિક સમુદ્રને કાંઠેથી આવેલી એમ કેટલાકનું માનવું છે.

† 'સિન્ધુ' નદીને કાંઠે વસતા આર્યો તે હિન્દુઃ એ ઉપરથી.

હું તમને એ સમજાવીશ. પણ કાંઇ પણ નવું જાણવું હોય તો: એ વિષયમાં મન ચોંટાડવું જ પડે અને બુદ્ધિ વાપરવી જ પડે—તે પ્રમાણે, હું આશા રાખું છું કે, તમે પણ કરશો.

આજ તો—આ પૃથ્વીના નકશાની મદદથી—હિન્દુધર્મ એટલે શું ?, એ ધર્મ મૂળ ક્યાં ઉત્પન્ન થયો અને ક્યાં ક્યાં ફેલાયો ?, અને એ કેટલો બધો જૂનો છે ?—એટલું યાદ રાખશો તો બસ છે.

---

કળા=હુન્નર.
સાહિત્ય=કવિતા, વાર્તા વગેરે.
ફાલ્યો=પાળ્યો અને સુધાર્યો.
પ્રસર્યો=ફેલાયો.
ઉત્પત્તિસ્થાન=ઉત્પન્ન, પેદા થયાનું ઠેકાણું.

પરમાત્મા=પરમ આત્મા, પરમેશ્વર.
તત્ત્વ-જેમ નાળીએરમાં ટોપરું.
સિદ્ધાન્ત=નિર્ણય; આવો છે એમ નક્કી કરેલું.
સૂર્ય સામું જોઇ-સન્ધ્યા અને ગાયત્રી.
અગ્નિમાં આહુતિ=યજ્ઞ, હોમ.

---

## ૨.

# હિન્દુધર્મનાં શાસ્ત્રો.

| | | |
|---|---|---|
| વેદ, શ્રુતિ (સંહિતાથી ઉપનિષદ્): | ઈ. સ. પૂર્વે | ૩૦૦૦, ૧૫૦૦, ૧૦૦૦ |
| સ્મૃતિ: | ,, | ૮૦૦થી ઇ. સ. પછી ૫૦૦ |
| ભાષ્ય: | ઈ. સ. પછી | ૬૦૦ થી ૧૫૦૦ |
| સંતવાણી: | ,, | ૧૨૦૦ થી ૧૮૦૦ |

છોકરાંઓ,—પરમેશ્વરને ઓળખવો, એને ભજવો, એને ગમતાં કામ કરવાં અને એ રીતે આપણું પોતાનું અને સૌ જીવનું કલ્યાણ કરવું એનું નામ '**ધર્મ**'; અને એ સંબન્ધી હિન્દુસ્થાનમાં બહુ પ્રાચીન કાળથી જે પુસ્તકો લખાતાં આવ્યાં છે તે હિન્દુધર્મનાં '**શાસ્ત્ર**': 'શાસ્ત્ર' એટલે આજ્ઞાનાં, બોધનાં વચન; એ જેમાં છે તે પુસ્તકો.

એ શાસ્ત્રના મ્હોટા મ્હોટા શા શા વર્ગો છે અને તે ઇતિહાસમાં એક પછી એક કેવા ઉત્પન્ન થયા છે અને ગોઠવાયા છે એ વિષે થોડુંક જાણશો, એટલે કાલે તમારે જેમ હિન્દુધર્મની ભૂગોળ થઇ ગઇ, તેમ આજ હિન્દુધર્મનો ઇતિહાસ થઇ જશે. એ ઇતિહાસમાં હું તમને એ શાસ્ત્રોની ઝીણી સાલવારી આપી હેરાન નહિ કરૂં. *

---

* મથાળે આપેલી જાડી સાલવારી નજરમાં રખાય તો બસ.

(૧) **હિન્દુધર્મનાં સર્વ શાસ્ત્રનું મૂળ—પ્રથમ શાસ્ત્ર—તે 'વેદ' કહેવાય છે.** 'વેદ' એટલે જ્ઞાન; ધર્મ સંબન્ધી જ્ઞાનનાં પુસ્તક. આર્યો ઈશાન કોણમાંથી આવી **સિન્ધુ** નદીને તીરે વસ્યા, અને ત્યાંથી આગળ વધી ગંગા **યમુના**ના પ્રદેશમાં દાખલ થઇ પૂર્વમાં **મિથિલા** (બિહાર) સુધી પહોંચ્યા—એ સમયમાં રચાએલાં સર્વ પુસ્તકને એકઠાં કરી 'વેદ' નામ આપવામાં આવે છે. વેદને '**શ્રુતિ**'—સાંભળેલું જ્ઞાન—પણ કહે છે, કારણ કે એ જ્ઞાન ઋષિઓએ સાક્ષાત્ પરમાત્મા પાસેથી સાંભળ્યું હતું. વેદમાં પરમાત્માની સ્તુતિ, યજ્ઞનાં વર્ણન, અને પરમાત્માના સ્વરૂપ વિષે વિચાર કરવામાં આવ્યો છે—અને એ સંબન્ધી પુસ્તકો તે (ક્રમવાર) સંહિતા બ્રાહ્મણ અને ઉપનિષદ્ કહેવાય છે.

(૨) તે પછી, જૂના ઋષિઓએ જે સાંભળ્યું હતું અને સૌને સંભળાવ્યું હતું. તે વિષે નવા ઋષિઓ વિચાર કરવા લાગ્યા: તેમણે જૂનું જ્ઞાન સંભારીને નવા ગ્રન્થો રચ્યા. એ ગ્રન્થો '**સ્મૃતિ**'—સંભારેલું જ્ઞાન—કહેવાય છે. એમાં પરમાત્મા સંબન્ધી વિચાર ઉપરાંત, જૂના રીત રિવાજો શા હતા, અને તે કેવી રીતે પાળવા વગેરે બાબતો વિષે કહેલું છે. જુદાં જુદાં બ્રાહ્મણ કુળોએ આનાં ન્હાનાં પુસ્તકો રચ્યાં છે, અને તે ઉપરથી **મનુ ભૃગુ**, **યાજ્ઞવલ્ક્ય** વગેરેએ મ્હોટા ગ્રન્થો બનાવ્યા છે. **મહાભારત**, રામાયણ અને **પુરાણો**માં આ વિષયને લગતી વાર્તાઓ છે, અને એ પણ 'સ્મૃતિ'માં ગણાય છે. સ્મૃતિઓ થઇ તે વખતે તો આર્યો આખા હિન્દુસ્થાનમાં પથરાઇ ગયા હતા.

(૩) આગળ જતાં—જ્યારે આ જાતનાં પુસ્તકો બહુ થઇ ગયાં ત્યારે એ બધાંમાંથી ધર્મ સંબન્ધી શો સાર નીકળે છે એ બતાવનારા આચાર્યો થયા; અને એમના મ્હોટા ગ્રન્થો તે **ભાષ્ય** કહેવાય છે. આવા ભાષ્ય બનાવનારમાં મુખ્ય **શંકરાચાર્ય**, **રામાનુજાચાર્ય** અને **વલ્લભાચાર્ય** દક્ષિણ હિન્દુસ્થાનમાં જન્મ્યા હતા.

(૪) છેવટે—સંત સાધુઓએ દેશની ચાલતી ભાષામાં પરમેશ્વર વિષે જ્ઞાન અને ભક્તિનાં પદ ગાયાં છે, તથા ધર્મ અને નીતિનો ઉપદેશ કર્યો છે. એ **સંતની વાણી**. એ પણ હિન્દુ ધર્મનાં શાસ્ત્રોમાં ગણવા લાયક છે, કારણ કે ઘણા હિન્દુઓ એ ભાવથી વાંચે છે અને એના કર્તા-

ઓને ગુરુ તરીકે માને છે. રામાનન્દ, કબીર, નાનક, રામદાસ, તુકારામ, મીરાં, તુલસીદાસ વગેરે સંતોનાં નામ આખા હિન્દુસ્થાનમાં જાણીતાં છે, અને એમાંના કેટલાકના મ્હોટા પંથો પણ ચાલે છે.

હવે, આ જૂદાં જૂદાં શાસ્ત્રોના સમયની થોડીક હકીકત મારે તમને કહેવી જોઇએ. પણ સૂકી હકીકત તમને કંટાળો આપે, તેથી તે તે સમયનાં થોડાં ચિત્રો હું તમારા આગળ દોરીશ—જે હું ધારૂં છું કે તમને ગમશે. સિનેમાનાં ચિત્રમાંથી આખી વાત તમે કેવી સમજી જાઓ છો, એ રીતે એ ચિત્રોમાંથી હિન્દુધર્મનો ઇતિહાસ તમે સમજી જજો.

---

સાલવારી-વર્ષ, અમુક પુસ્તક અમુક વર્ષમાં થયું એની હકીકત.

સાક્ષાત્-નજરોનજર, કાનોકાન, સીધેસીધું.

સંત-સારો માણસ, સાધુપુરુષ.

સિનેમા-સિનેમેટોગ્રાફ; વીજળીના યન્ત્રની મદદથી પડદાઉપર હાલતાં ચાલતાં તેજસ્વી ચિત્રો પાડવામા આવેછે તે.

---

૩.

# વિશ્વામિત્ર અને નદીઓ.

[ વિશ્વામિત્ર: વેદકાળના એક ઋષિ. ઋષિ બિઆસ ( વિપાશ્ ) અને સતલજ ( શુતુદ્રી ) નદીને કાંઠે ઊભા છે. નદીઓ બે કાંઠે પૂરવહે જાય છે. ઋષિ અને એમના સાથીઓને નદી ઊતરવી છે. ઋષિ નદીની પ્રાર્થના કરે છે. ઋષિ અને નદી વચ્ચે સંવાદ: ]

**વિશ્વામિત્ર:** ( મનમાં ) પર્વતના ખોળામાંથી નીકળી આ બે નદીઓ—વિપાટ્ ( બિઆસ ) અને શુતુદ્રી ( સતલજ )—પાણીથી ભરેલી દોડતી જાય છે: જાણે અશ્વશાળામાંથી છૂટેલી ખોંખારતી જતી ઘોડીઓ, અથવા તો બાઁ બાઁ કરતી ધોળી ગાય માતાઓ !

( સંભળાતાં: નદીઓને ) ઇન્દ્રનાં જ મોકલ્યાં, એની આજ્ઞા પ્રમાણે જ ચાલવા ઇચ્છતાં—તમે સમુદ્ર પ્રત્યે જાઓ છો—જાણે મ્હોટા ધોરી રસ્તાઓ, અથવા તો એ રસ્તા ઉપર રથ દોડાવતા જતા રથવાળાઓ ! મોજાંથી ઊછળતાં, એક બીજામાં ભળતાં, તમે કેવાં ઊજળાં દેખાઓ છો! સૌની મ્હોટી માતા સિન્ધુ ( શુતુદ્રી ? ) પાસે

હું આવ્યો છું; સુન્દર અને વિશાળ એવી વિપાશ્ પાસે હું આવ્યો છું. ગાય વાછડા તરફ બાઁ બાઁ કરતી જાય તેમ દોડતાં અને શબ્દ કરતાં તમે સમુદ્ર પ્રત્યે જાઓ છો. નહિ વારૂ?

**નદીઓઃ** હા. અમે પાણીથી ભર્યાં ભર્યાં અમારે મળવાને સ્થાને–સમુદ્રે–જઇએ છીએ. સમુદ્ર એ અમારૂં દેવે કરી મૂકેલું મળવાનું સ્થાન છે. અને એક વખત અમને એ તરફ જવાની એ આજ્ઞા કરે છે તો પછી અમે પાછાં ફરતાં નથી. કહો ઋષિ! તમે અમને શા માટે બોલાવો છો? તમારે શું જોઇએ છે?

**વિશ્વામિત્રઃ** માતાજી! ખરેખર તમે પ્રભુએ ઠરાવેલા સત્યની સીધી લીટીએ જ ચાલો છો. પણ કૃપા કરી મારી આટલી પ્રાર્થના ખાતર ઘડીક તમારૂં દોડવું બંધ રાખો તો ઠીક. હું કુશિક(રાજા)નો પુત્ર છું, અને બહુ ભક્તિથી તમારૂં રક્ષણ અને કૃપા માગું છું.

**નદીઓઃ** હાથમાં વજ્ર ધારણ કરનાર એવા ઇન્દ્ર દેવે અમને પર્વત ચીરી એની ગુફામાંથી કાઢ્યાં છે. વૃત્ર નામે દૈત્યે અમને ચોતરફથી ઘેરી રાખ્યાં હતાં, પણ આ સર્વ જગતને ઉત્પન્ન કરનાર અને ચલાવનાર એ દેવે અમને બહાર આણ્યાં. એની—આ સૃષ્ટિને ચલાવનારી—આજ્ઞામાં રહીને જ અમે ચાલીએ છીએ. ઇન્દ્ર દેવનું આ સ્તુતિ કરવા જેવું પરાક્રમ છે કે વજ્ર વડે એમણે વૃત્રને અને એની આસપાસ બેસતા એના સાથીઓને માર્યા—જેથી અમારાં જળ, જેને હમેશાં ચાલવું જ ગમે છે, એ વહેતાં થયાં.

**વિશ્વામિત્રઃ** હે સ્વર્ગમાં વસનારી, સ્વર્ગમાંથી ઊતરી આવેલી બ્હેનો! હું આ રથમાં બેસી બહુ દૂરથી આવ્યો છું. આ સ્તુતિ સાંભળી મારી ખાતર તમે નીચાં નમો, તો હું તમારે સામે પાર જાઉં. તમારાં વ્હેણુ મારા રથના આંચ કરતાં નીચાં રહે એટલે બસ.

**નદીઓઃ** હે ઋષિ! તમારૂં કહેવું અમે સાંભળ્યું. તમે આ રથમાં બેસી દૂરથી આવ્યા છો, તો લ્યો અમે આ નમીએ. [ નદીનાં પાણી ઊતર્યાં. ]

**વિશ્વામિત્રઃ** ત્યારે હવે આ ભારતકુળનાં સંતાન આ નદીઓ ઊતરશે. એઓ પરાક્રમી છે--ભૂમિ શોધવા નીકળ્યા છે,—અને ઇન્દ્રનાં મોકલ્યાં તમે જાઓ છો અને તમને કોઇ પાછાં વાળી શકતું નથી તેમ તેઓ પણ ઇન્દ્રના મોકલ્યા જ જાઓ, અને વિજય કરો! તેઓ યજ્ઞવડે દેવને પૂજે છે, અને એમના ઉપર તમે પ્રસન્ન રહો એમ હું માગું છું.

એ ઋષિ ઉપર નદીઓ પ્રસન્ન થઇ: પરાક્રમી ભરતો નદી ઊતર્યા. પછી ઋષિએ ફરી નદીઓને સ્તુતિ કરી કે—હવે તમે પાછાં ભરાઓ, જળથી નાળાં ભરો, અને જોસથી વહે જાઓ—જેથી અમે પુષ્કળ ધન-ધાન્ય પામીએ !

---

છોકરાંઓ, તમને આ ઋષિ અને નદીઓને વાત કરતાં સાંભળી અચરજ લાગે છે ? આપણા પ્રાચીન ઋષિઓ એ જ પ્રમાણે સૂર્ય ચન્દ્ર વાયુ વરસાદ વ્હાણું અગ્નિ—વગેરે આ સૃષ્ટિના અદ્ભુત અને સુન્દર પદાર્થોમાં પરમેશ્વરનો વાસ જોતા, અને જાણે પરમેશ્વર એમાં બોલતા હોય અને પરમેશ્વર એમને ચલાવતા હોય એમ જ એમને દેખાતું. તેથી તેઓ '**ઋષિ**' ( સંસ્કૃત **દૃશ્**–દેખવું ક્રિયાપદ ઉપરથી) એટલે કે દેખનાર, જોનાર કહેવાય છે.

આકાશમાં તારા ચળકે છે તેમ આ સર્વ પદાર્થો પરમેશ્વરના તેજથી એમની દૃષ્ટિ આગળ ચળકતા. તેથી એ પદાર્થોને અને એમાં વસતાં પ્રભુનાં રૂપને તેઓ '**દેવ**' કહેતા. 'દેવ' એટલે દીપનાર ( સંસ્કૃત **દિવ્**–ધાતુ ઉપરથી.)

---

**દેવોમાં મુખ્ય:**

૧. **ઇન્દ્ર:** જે એના વજ્ર વડે પર્વતોને ચીરીને દૈત્યોએ પૂરેલી ગાયો છોડવે છે; દૈત્યોને મારે છે; આર્યોને યુદ્ધમાં જીતાડે છે. એ સર્વશક્તિમાન પરમેશ્વર. ઇન્દ્ર અને દૈત્યોનું યુદ્ધ તે આકાશમાં થતું વરસાદનું તોફાન અને ગર્જના; વજ્ર તે વીજળી, પર્વતો તે વાદળાં; એમાં પૂરી રાખેલી ગાયો તે વરસાદની સેરો.

૨. **વરુણ અને મિત્ર: વરુણ** એ આખા વિશ્વમાં છાઇ રહેલો, પાપ પુણ્ય જોનારો દેવ છે. એનાથી કશું છાનું નથી. રાત્રે ચોતરફ અંધકાર છાઇ રહ્યો હોય છે ત્યારે પણ એ અંધકારમાં જાગતો દેવ છે. બે જણ છાનામાના કાંઇ વાત કરતા હોય તો ત્યાં એ ત્રીજો છે જ છે. દિવસે આપણા મિત્રની માફક આપણને બોલાવનાર અને આપણાં કામમાં સાહ્ય કરનાર પરમેશ્વર તે **મિત્ર** કહેવાય છે.

૩. **સૂર્ય—સવિતા:** એ આ જગતમાં સર્વ પદાર્થને ઉત્પન્ન કરનાર અને ચલાવનાર દેવ છે.

૪. **વિષ્ણુ**: એ વિશ્વમાં પ્રવેશેલો, વ્યાપેલો દેવ છે: એના ધામમાં સઘળું મીઠું-મીઠું, સુખ અને તેજથી ભરેલું છે.

૫. **રુદ્ર**: આ તોફાની પવન અને ભડભડતા અગ્નિમાં દેખાતું પરમેશ્વરના ક્રોધ અને ગુસ્સાનું રૂપ છે.

૬. **અગ્નિ**: એ ઘેર ઘેર પ્રકાશતું પરમેશ્વરનું રૂપ છે: એમાં હોમેલું દેવને પહોંચે છે—તેથી એ દેવોનો 'હોતા' એટલે બોલાવનાર કહેવાય છે.

૭. **યમ**: એ આપણને નિયમમાં રાખનાર, મૃત્યુ પછીના-પર-લોકનો દેવ છે.

૮. **અદિતિ-હિરણ્યગર્ભ-વિશ્વકર્મા-પુરુષ**: હવે જરા ઊંચી નજર કરો: જુવો આ આકાશ એક અખંડ (જેના કકડા થઇ શકે નહિ તેવું) વ્યાપેલું છે: એ સૂર્ય વગેરેની માતા—'**અદિતિ**:' આ પરમેશ્વરનું અખંડ-અનન્ત સ્વરૂપ. એ જ પરમેશ્વરરૂપી તેજના ઇંડામાંથી આ આખું જગત્ પાંખો ફફડાવી નીકળ્યું છે: તેથી એ પરમેશ્વરનું નામ '**હિરણ્યગર્ભ**.' આ જગતનો ઘડનાર, કરનાર એ જ છે: તેથી એ '**વિશ્વકર્મા**.' અને આ જગત્‌માં આત્મારૂપે ભરપૂર ભરેલો પણ એ જ, તેથી એ '**પુરુષ**.'

ઋષિઓ આ દેવો રૂપી પ્રભુની શક્તિઓની સ્તુતિ કરતા, અગ્નિમાં એમને આહુતિ આપતા, અને એમની પાસે ધન ધાન્ય પશુ અને કુટુમ્બનું સુખ માગતા. તે સાથે, આ વિશ્વ એક સત્યની સીધી લીટીએ જ ચાલે છે એમ તેઓ માનતા. તથા આ વિશ્વ ક્યાંથી આવ્યું, કોણે કર્યું, શી રીતે કર્યું વગેરે જગત્ અને ઇશ્વર સંબન્ધી ઊંડા વિચાર પણ કરતા.

---

સંવાદ=વાતચિત.
અશ્વશાળા=તબેલો, ઘોડાળ.
સીધી લીટી-એને વેદમાં '**ઋત**' કહે છે: અંગ્રેજી 'રાઇટ' (ખરૂં) શબ્દનો મૂળ અર્થ પણ આ સીધી લીટી છે.

પ્રવેશેલો=પેસેલો; **વિશ્** ધાતુ-એના ઉપરથી 'વિષ્ણુ'-શબ્દ.
વ્યાપેલો=પૂરેપૂરો ભરીને રહેલો.
અખંડ=કપાય ભગાય નહિ તેવું.
અનન્ત=છેડા વગરનું.

૪.

# હરિશ્ચન્દ્રનો યજ્ઞ.

પ્રાચીન કાળમાં હરિશ્ચન્દ્ર નામે એક રાજા થઇ ગયા. એમને પુત્ર નહોતો. નારદમુનિ ફરતા ફરતા રાજાને ત્યાં આવ્યા. રાજાએ નારદજીનો સત્કાર કર્યો અને પૂછ્યું: "મહારાજ, સૌ પુત્ર ઇચ્છે છે તેનું શું કારણ?" નારદજીએ પુત્રથી થતા લાભ કહ્યા, અને પુત્ર મેળવવા વરુણદેવની ઉપાસના કરવાનું બતાવ્યું. રાજાએ વરુણની ઉપાસના માંડી, અને કહ્યું: "વરુણ દેવ! મને પુત્ર થશે તો હું તમારો યજ્ઞ કરી એ પુત્ર તમને ચઢાવીશ." રાજાને પુત્ર થયો, એટલે વરુણ આવીને ઊભા રહ્યા અને કહ્યું: "રાજા, તારા પુત્રનું બલિદાન આપ." રાજા મૂંઝાયો, અને યુક્તિ કાઢી જવાબ આપ્યો: "વરુણદેવ! આપ માગો છો એ ખરૂં—પણ હજી દશુઠણુ તો જવા દો. દશ દિવસ ગયા વગર છોકરૂં યજ્ઞ લાયક પવિત્ર કેમ ગણાય?" વરુણદેવ પાછા ગયા. દશ દહાડા પછી પાછા આવ્યા અને કહ્યું: "રાજા, છોકરો." રાજા બોલ્યો: "ખરૂં, પણ છોકરાને દાંત આવે ત્યારે: તે વગર એ યજ્ઞ લાયક ન ગણાય." વરુણદેવ પાછા ગયા. છોકરાને દાંત આવ્યા એટલે ફરી રાજા પાસે આવીને કહ્યું: "રાજા, છોકરો." રાજા બોલ્યો: "વરુણજી, આ તો દૂધીઆ દાંત કહેવાય. એ પડી જઇને જ્યારે પાકા દાંત આવે ત્યારે આવજો." વરુણ પાછા ગયા, અને છોકરાને પાકા દાંત આવ્યા ત્યારે ફરી રાજા પાસે આવીને કહ્યું: "રાજા, છોકરો." રાજાએ કહ્યું: "ખરૂં; પણ ક્ષત્રિય કુમાર તો જ્યારે બખ્તર* પહેરતો થાય ત્યારે પવિત્ર ગણાય. માટે એ વખત આવે ત્યારે આવજો." એ વખત પણ આવ્યો. અને વરુણ પાછા આવ્યા, અને કહ્યું: "રાજા, છોકરો." હવે તો રાજાને વાયદો કરવાનું કશું બ્હાનું સૂઝયું નહિ. તેથી કુંવરને બોલાવ્યો અને કહ્યું: "ભાઇ રોહિત! તારા જન્મતાં પહેલાં મેં વરુણદેવને કહ્યું હતું કે 'મને પુત્ર થશે તો એ પુત્ર હું તમને ચઢાવીશ.' માટે, મારે હવે યજ્ઞ કરી તારૂં બલિદાન આપવું પડશે." રોહિત ગભરાયો, અને વનમાં નાશી ગયો.

રાજાને જલોદર થયું. રોહિતે એ વાત સાંભળી. તેથી એણે વિચાર

* જેવું બ્રાહ્મણને જનોઇ તેવું ક્ષત્રિયને બખ્તર.

૨

કર્યો કે જે થાય તે ખરૂં, પણ મારે પિતા પાસે જવું. રોહિત જ્યાં ગામ તરફ વળે કે રસ્તામાં ઇન્દ્ર મનુષ્યનું રૂપ લઇ સામા આવે ને કહે કે "ભાઇ, ઘેર તો કદી જઇએ નહિઃ ઘેર બેઠેલાનું નસીબ બેઠેલું; ફરે તે ચરે."* એમ બે ચાર વાર ઇન્દ્રે રોહિતને ગામમાં પેસતો પાછો વાળ્યો.

પછી રોહિતને એક યુક્તિ સૂઝી. અજીગર્ત નામે એક બ્રાહ્મણ–એની સ્ત્રી અને એના ત્રણ પુત્ર સહિત–ભૂખે મરતો હતો. એને દ્રવ્ય આપી **શુનઃશેપ** નામે એના એક પુત્રને એણે વેચાતો લીધો, અને એને રાજા પાસે લઇ જઇ કહ્યું: "મેં આને વેચાતો લીધો છે, મારે ઠેકાણે આનું બલિદાન કરો." રાજા વરુણ પાસે ગયો અને કહ્યું: "વરુણદેવ! મારા પુત્રને બદલે આનું બલિદાન સ્વીકારો." વરુણે એ સ્વીકારવા હા પાડી. રાજાએ યજ્ઞ આરંભ્યો.

શુનઃશેપને યજ્ઞને થાંભલે કોણ બાંધે? બ્રાહ્મણોએ એ ઘોર કૃત્ય કરવાની ના પાડી. શુનઃશેપનો પિતા કહે, "હું બાંધું, જો મને સો મ્હોર આપો તો." રાજાએ આપી. શુનઃશેપને એના દુષ્ટ પિતાએ યજ્ઞને થાંભલે બાંધ્યો! પણ એનો વધ કોણ કરે? એ જ પિતાએ બીજી સો મ્હોરો માંગી અને એ કૃત્ય કરવાનું પણ માથે લીધું! તરવાર ઘશી તૈયાર કરી, અને શુનઃશેપને મારવાનો વખત થયો છે—ત્યાં શુનઃશેપે દેવોની સ્તુતિ કરવા માંડી.

પહેલી પ્રજાપતિની કરીઃ કારણ કે એ સર્વ દેવોને માથે છે. પ્રજાપતિએ કહ્યું: "અગ્નિની સ્તુતિ કર, કારણ કે સર્વ દેવોમાં અગ્નિ મનુષ્યની પાસેમાં પાસે છે." અગ્નિની કરી. અગ્નિએ કહ્યું: "સર્વ જન્મેલી વસ્તુના દેવ સવિતા છે, માટે સવિતાની સ્તુતિ કર." સવિતાની કરી. સવિતાએ કહ્યું: "મૂળ આ વરુણનું બલિદાન છે, માટે વરુણની કર." વરુણની કરી. વરુણે કહ્યું: "અગ્નિ દેવોનું મુખ છે–અગ્નિદ્વારા સર્વ દેવોને આહુતિ પહોંચે છે માટે અગ્નિની કર." અગ્નિની કરી. અગ્નિએ વળી વિશ્વે દેવા–એટલે સર્વ દેવો, સર્વ દેવોનો સમુદાય–એની કરાવી. વિશ્વે દેવાએ દેવોના રાજા ઇન્દ્રની કરાવી. ઇન્દ્રે દેવોના વૈદ્ય સર્વલોકોપકારી અશ્વિનોની કરાવી. અશ્વિનોએ ઉષા(પ્રભાતની દેવી)ની કરાવી. તુરત **શુનઃશેપનાં બન્ધન છૂટ્યાં,** અને હરિશ્ચન્દ્ર રાજાનું જલોદર પણ બેસી ગયું. કૃપાળુ વિશ્વામિત્રે શુનઃશેપને પોતાનો પુત્ર કરી માન્યો, પોતાના સર્વ પુત્રમાં એને

---

* ગુજરાતી કહેવત. અર્થઃ બહાર, પરદેશ નીકળી પડે તે જ પરાક્રમ કરે.

શ્રેષ્ઠ પદ આપ્યું, અજીગર્તે શુનઃશેપને પોતાને ઘેર આવવા આગ્રહ કર્યો, પણ એ દુષ્ટ પિતાનો યોગ્ય તિરસ્કાર કરી એણે કહ્યું: "પિતાજી ! અધમમાં અધમ મનુષ્ય ન કરે એવું કામ તમે કર્યું ! તમારે ઘેર હું નહિ આવું."

છોકરાંઓ, આ વાત વાંચી તમને કંપારો છૂટે છે ? કંપારો છૂટે એવું જ છે. મનુષ્યનું બલિદાન આપવું એ કેવું ઘોર કૃત્ય ! આ વાતમાં પણ એને 'અમાનુષ'–મનુષ્યને ઘટારત નહિ એવું–કૃત્ય કહ્યું છે. વેદકાળમાં ઋષિઓ કાંઇ આવાં કૃત્ય કરતા નહિ.* પ્રથમ એમના યજ્ઞ સાદા અને ઘણે ભાગે અન્ન ઘી દૂધ અને સોમરસના થતા, પણ તેઓના ગ્રન્થમાં બહુ પુરાતન કાળની કેટલીક વાતો નોંધી છે† એ જોતાં જણાય છે કે બહુ જૂના વખતમાં મનુષ્યનું બલિદાન અપાતું હશે, પણ તે પછી પશુનું, અને જે પુસ્તકમાંથી આ વાત તમને કહી એના વખતમાં તો ધાન્ય–ડાંગેર–ના યજ્ઞ પણ થવા લાગ્યા હતા. પણ ગંગા–યમુનાના પ્રદેશમાં વિસ્તરેલા આર્યો ઘણીવાર મ્હોટા યજ્ઞો કરતા અને એમાં પશુનું બલિદાન આપતા. પણ આપણે કાલે જોઇશું કે ઋષિઓને આ પ્રકારના ધર્મથી સન્તોષ થયો નહિ, અને તેથી તેઓએ જ્ઞાનનો અને ભક્તિનો ધર્મ ઉપદેશવા માંડ્યો.

---

જલોદર=પેટમાં પાણી ભરાવાનો રોગ, જળંદર; વરુણ જળના દેવ, તેથી એ ઉપર એમની સત્તા.

વધ=મારવું, યજ્ઞમાં મારવું.

પહેલી પ્રજાપતિની–આ પ્રકાર જુદા જુદા દેવો વિષે વિદ્યાર્થીને જ્ઞાન થવા માટે રાખ્યો છે.

સમુદાય=સમૂહ, ટોળું.

સર્વલોકોપકારી=સર્વ લોકનો ઉપકાર એટલે ભલું કરનાર.

બલિદાન=દેવને ચઢાવવું તે.

ઘોર=ભયંકર, કમકમાટી છૂટે એવું.

સોમરસ=સોમ નામના વેલાનો રસ.

પુરાતન=જૂનું.

---

* મનુષ્યને પ્રાણ કેવો વ્હાલો છે એ જુદી જુદી રીતે અજીગર્ત, રોહિત અને શુનઃશેપનાં દૃષ્ટાન્તોથી બતાવી—પ્રાણિમાત્ર ઉપર દયા રાખવાનો ઉપદેશ આ વાતમાં રહેલો છે. એ ઉપરાંત શુનઃશેપનો ખગોલવિદ્યાથી પણ અર્થ કરવામાં આવે છે. પણ તે અહીં ઉપયોગી નથી.

† કેટલીક દ્રાવિડ વગેરે અનાર્ય જાતોની પણ એ હોય છે.

૫.

# જનક રાજાની સભા.

પૂર્વે મિથિલામાં જનક નામે એક મહાજ્ઞાની રાજા હતા. એ રાજપાટ ઉપર બેસી ઉત્તમ રીતે રાજકાજ કરતા, પણ એમનું મન તો હમેશાં પરમાત્મામાં જ ચોંટેલું રહેતું. એમના જ્ઞાનની કીર્તિ એવી ફેલાએલી હતી કે દૂર દૂર દેશના બ્રાહ્મણો પણ એમની પાસે શીખવા આવતા. એ કાળમાં રાજાઓને ત્યાં મ્હોટા મ્હોટા યજ્ઞો થતા એમાં વિદ્વાનો મળી સામસામા પ્રશ્નો પૂછી પરમેશ્વર વિષે વિચાર ચલાવતા. જનકરાજાએ પણ આવો એક યજ્ઞ કર્યો, અને બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી. એ યજ્ઞમાં છેક કુરુ અને પંચાળ દેશ સુધીના બ્રાહ્મણો એકઠા થયા હતા. જનકરાજાને જાણવાની ઇચ્છા થઇ કે આ બ્રાહ્મણોમાં સૌથી વિદ્વાન કોણ હશે ? તે માટે એમણે એક હજાર ગાયો એક વાડામાં પૂરી, અને એ દરેકને શીંગડે કેટલીક સોના મ્હોર બાંધી, અને એ બ્રાહ્મણોને કહ્યું: "મહારાજ, તમારામાં જે બ્રહ્મિષ્ઠ ('બ્રહ્મ' એટલે પરમેશ્વર, એને જાણવામાં સૌથી શ્રેષ્ઠ) હોય તે આ ગાયો લઇ જાય." કોઇ બ્રાહ્મણની હિંમત ન ચાલી. માત્ર યાજ્ઞવલ્ક્યે પોતાના શિષ્યને કહ્યું: "અરે, સોમશ્રવા !* આ ગાયને કાઢી જા." બ્રાહ્મણો યાજ્ઞવલ્ક્ય ઉપર ગુસ્સે થઇ બોલ્યા: "અરે, યાજ્ઞવલ્કય ! તું સૌથી બ્રહ્મને વધારે જાણનારો ?" જનકરાજાના યજ્ઞમાં અશ્વલ નામે બ્રાહ્મણ હોતા હતો એણે આવીને પૂછયું: "યાજ્ઞવલ્કય ! તમે બ્રહ્મને સૌથી વધારે જાણો છો ?" યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો: "બ્રહ્મને કોણ જાણી શકયું છે ? એને જાણનાર એવો જે પુરુષ હોય તેને તો અમે નમીએ છીએ. અમારે તો માત્ર આ ગાયો જોઇએ છે." અશ્વલથી માંડી યજ્ઞમાં મળેલા બધા બ્રાહ્મણોએ યાજ્ઞવલ્કયને એક પછી એક પ્રશ્ન પૂછયા, અને યાજ્ઞવલ્કયે એના ઉત્તર આપ્યા. એ પ્રશ્ન પૂછનારમાં વાચક્નવી નામે ગર્ગગોત્રની (ગાર્ગી) એક સ્ત્રી પણ હતી—એ ઉપરથી અસલ સ્ત્રીઓ પણ પરમેશ્વર સંબન્ધી કઠણ પ્રશ્નોમાં કેવી ભાગ લેતી હશે એ જણાય છે. એ ગાર્ગી વાચક્નવીએ યાજ્ઞવલ્કયને કહ્યું: "યાજ્ઞવલ્ક્ય ! હું તમને બે પ્રશ્ન પૂછું છું એનો તમે ઉત્તર આપો તો અહીં એક પણ એવો બ્રાહ્મણ નથી કે જે તમને જીતી

* શિષ્યનું નામ.

શકે. એક પ્રશ્ન એ કે—"જે આ ગગનની પાર અને આ પૃથ્વીની નીચે રહેલું છે, જેની વચમાં આ ગગન અને પૃથ્વી રહેલાં છે, જે ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં રહે છે એ શેમાં ઓતપ્રોત (લુગડાના વાણા-તાણાની માફક વણાએલું) છે?" **યાજ્ઞવલ્ક્યે** ઉત્તર આપ્યો: "આકાશમાં." આપણી બહાર દીસતું આ આખું જગત્ આકાશમાં ઓતપ્રોત—વણાએલું—છે તેથી આ કહેવું બરાબર છે, અને **ગાર્ગી**ના એક પ્રશ્નનો એથી ઉત્તર થઇ ગયો. તેથી **ગાર્ગી**એ **યાજ્ઞવલ્ક્ય**ને નમસ્કાર કર્યા અને કહ્યું: "ઋષિજી! હવે બીજો પ્રશ્ન પૂછુંછું એ સજ્જ થઇ સાંભળો." પછી **ગાર્ગી**એ બીજો પ્રશ્ન પૂછ્યો કે "વારૂ; પણ આકાશ શેમાં ઓતપ્રોત (વણાએલું) રહેલું છે?" **યાજ્ઞવલ્ક્યે** ઉત્તર આપ્યો: "**અક્ષર**માં." '**અક્ષર**' કહેતાં જે કદી ખરતું નથી, નાશ પામતું નથી એવું જે બ્રહ્મ—અર્થાત્ પરમેશ્વર, તેમાં. હે **ગાર્ગી**! એ '**અક્ષર**' જાડું નથી, ઝીણું નથી, લાંબું નથી, ટૂંકું નથી, એને આંખ નથી, કાન નથી, વાણી નથી, મન નથી, કાંઇ એની અંદર નથી, કાંઇ એની બહાર નથી. એ **અક્ષર**ની આજ્ઞામાં આ સૂર્ય ચન્દ્ર પોતપોતાને સ્થાને ટક્યા રહે છે...એની જ આજ્ઞામાં આ ગગન અને પૃથ્વી ટક્યાં રહે છે. કેટલીક નદીઓ આ બરફથી ઢંકાએલા પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે, કેટલીક પશ્ચિમ તરફ વહે છે એ એની જ આજ્ઞા પ્રમાણે વહે છે. એના સિવાય કોઇ જોનાર નથી, કોઇ સાંભળનાર નથી, કોઇ વિચારનાર નથી, કોઇ જાણનાર નથી. એ **અક્ષર**માં આ આકાશ ઓતપ્રોત—વણાએલું—રહેલું છે. એને જાણીને જે જાય છે તે '**બ્રાહ્મણ**,' અને નથી જાણતો તે 'કૃપણ'—દયા ખાવા જેવો, અજ્ઞાન.

આમ સર્વ દેવોને સ્થાને માત્ર એક '**અક્ષર**'—અવિનાશી પરમેશ્વરની જ વાત થતી સાંભળી **શાકલ્ય** નામે એક બ્રાહ્મણે **યાજ્ઞવલ્ક્ય**ને પૂછ્યું; "**યાજ્ઞવલ્ક્ય**! દેવ કેટલા?" દેવની જુદી જુદી સંખ્યા બ્રાહ્મણો કહેતા હતા તે સર્વ એક પછી એક કહીને, છેવટે સર્વનો સમાવેશ **એક પરમાત્મા**માં જ થાય છે એમ **યાજ્ઞવલ્ક્યે** જણાવ્યું.

ત્યાર પછી **યાજ્ઞવલ્ક્ય** ઘણીવાર **જનકરાજા** પાસે જતા, અને એ મહાજ્ઞાની રાજાને પણ જ્ઞાન આપી શકે એવા એ સમયમાં એ એક જ ઋષિ હતા. તેથી એ આવે ત્યારે રાજા પણ રાજ્યાસન ઉપરથી ઊઠી એમની સામા બેસતા, અને પરલોક પરમાત્મા વગેરે વિષે પૂછતા.

હોતા=યજ્ઞમાં દેવોને બોલાવનાર મુખ્ય બ્રાહ્મણ; એ ઋગ્વેદી હોય છે.
ગોત્ર=કુળ.
ગગન='દ્યૌઃ;' ગગન કરતાં 'આકાશ' શબ્દ સરળ છે પણ તે મૂકતાં આગળ આકાશમાં એને રહેલું કહેછે એ વાતને વાંધો આવેછે.
સમાવેશ=સમાવું, માવું; સર્વ દેવ એક પરમેશ્વરમાં માઈ જાય છે, એનામાં આવી જાય છે.
સર્જ=તૈયાર; ધનુષ્યને જ્યા કહેતાં દોરી ચઢાવી હોય અને એ જેવું દેખાય એવું.
આજ્ઞા=હુકમ.
રાજ્યાસન=રાજાને બેસવાની ગાદી, બેઠક.

---

૬.

# ગૌતમ બુદ્ધ અને બ્રાહ્મણો.

ઋગ્વેદસંહિતાથી ઉપનિષદ્ સુધીના કાળમાં, ખાસ કરીને બ્રાહ્મણોએ અને ક્ષત્રિયોએ પરમેશ્વર વિષે અને એને પહોંચવાના માર્ગો વિષે પુષ્કળ વિચાર કર્યા હતા. અને પરસ્પર વાદવિવાદ કરીને એ વિષયમાં જેટલું જ્ઞાન મળે તેટલું મેળવવા પ્રયત્ન કર્યો હતો. વાદવિવાદથી ઘણું જ્ઞાન મળે છે, અને કશું વિચારવાનું રહી જતું નથી એમ ખાતરી થાય છે. પણ જતે દહાડે આ વાદવિવાદ તે માત્ર ખાલી શબ્દોની લઢાઇઓ થઇ ગઇ, અને ઋષિઓએ બતાવેલા માર્ગે આંખ મીંચીને ચાલવાના રૂઢિના ચીલા થઇ ગયા. આ નવા કાળમાં લોકને જગાડનાર બે મ્હોટા ઉપદેશકો થયા છે—એક મહાવીર સ્વામી અને બીજા ગૌતમ બુદ્ધ. બંનેના સિદ્ધાન્ત વિષે કાંઇક કાંઇક આગળ કહેવામાં આવશે. આ ઠેકાણે તો હું તમને ગૌતમ બુદ્ધ અને બ્રાહ્મણોની એક વાર્તા જ કહીશ—જેથી એ સમય કેવો હતો એ તમારા જાણવામાં આવશે.

પૂર્વે કોઇ એક નગરમાં વસિષ્ઠ અને ભરદ્વાજ ઋષિના કુળના બે બ્રાહ્મણો રહેતા હતા તેઓ વચ્ચે બ્રહ્મ (ઉપનિષદ્‌માં ઉપદેશેલા પરમેશ્વર-પરમાત્મા) વિષે અને એને પહોંચવાના માર્ગ વિષે વિવાદ ચાલ્યો. એક કહે ફલાણા આચાર્યે (માર્ગે ચલાવનાર ઉપદેશક ગુરુએ) કહેલું ખરૂં છે, અને બીજો કહે ફલાણા આચાર્યે કહેલું ખરૂં છે. તેઓથી કાંઇ નિર્ણય થઇ શકયો નહિ, તેથી બંને જણાએ વિચાર કર્યો કે " ચાલો, આપણે

બુદ્ધ ભગવાન પાસે જઇએ અને એમને પૂછીએ. કહે છે કે એમના જેવો જ્ઞાની અને સાધુ પુરુષ બીજો કોઇ નથી. તેથી એ આપણને ખરી વાત સમજાવશે.” બંને **ગૌતમ બુદ્ધ** પાસે ગયા અને વન્દન કરી બેઠા અને કહ્યું: “મહારાજ ! પરમેશ્વર વિષે અને એને પહોંચવાના માર્ગ વિષે બ્રાહ્મણોમાં જુદા જુદા મત ચાલે છે: કોઇ કાંઇ કહે છે, તો કોઇ કાંઇ કહે છે—એમાંથી કોનું કહ્યું ખરૂં હશે એની અમને સમજણ પડતી નથી. માટે અમને ખરૂં શું છે એ બતાવો.

**ગૌતમ બુદ્ધ:**—ભાઇઓ, એમાંથી કોઇએ પરમેશ્વર જોયો હશે ખરો ?

**વસિષ્ઠ:**—ના, તેમ તો કાંઇ જણાતું નથી.

**બુદ્ધ:**—એમના ગુરુઓએ જોયો હશે ખરો ?

**વસિષ્ઠ:**—એમના ગુરુઓએ જોયો હોય એમ પણ અમને લાગતું નથી.

**બુદ્ધ:**—એ ગુરુના ગુરુઓએ જોયો હશે, ખરો ?

**વસિષ્ઠ:**—એમણે પણ જોયો હોય એમ અમે ધારતા નથી.

**બુદ્ધ:**—ત્યારે તો ત્રણ વેદમાં કુશળ એવા બ્રાહ્મણો પણ જે વસ્તુ એમણે કદી જોઇ નથી, જાણી નથી, તેની વાતો કરતા અને એનો માર્ગ બતાવતા જોવામાં આવે છે !

**વસિષ્ઠ:**—એમ તો ખરૂં.

**બુદ્ધ:**—આ તો ત્યારે આંધળાની હાર ચાલી ! નથી આગલો જોઇ શકતો, નથી વચલો જોઇ શકતો, નથી છેલ્લો જોઇ શકતો ! ત્રણ વેદમાં કુશળ બ્રાહ્મણોની વાણી પણ માત્ર શબ્દોનાં ખોખાં–ખોટો બડબડાટ છે. વસિષ્ઠ ! એક માણસ ચાર રસ્તાના ચોગાન વચ્ચે બેસીને સીડી ઘડે છે, અને એને પૂછીએ છીએ કે આ સીડી વડે કયે મકાને ચઢવું છે તો એ ઉત્તર આપે છે કે એ મકાન તો હું જાણતો નથી! એ માણસ એ સીડી કેવડી મ્હોટી કરવી, સળંગ કરવી કે બે કકડે કરવી, વગેરે શું જાણવાનો હતો ? હવે એક બીજો દાખલો આપું. જુવો આ ઊતાવળી * નદી બે કાંઠે પૂર વ્હેતી જતી હોય અને સામે કાંઠે જેને કામ હોય એ માણસ આ કાંઠે ઊભો ઊભો બૂમ પાડે કે ‘ઓ સામા કાંઠા ! આમ આવ, ઓ સામા કાંઠા !

* નદીનું નામ ‘અચિરા,’ તેથી આ સમાનાર્થક ગૂજરાતી નામ.

આમ આવ.' તો એમ હજાર વાર બૂમ પાડયાથી પણ સામો કાંઠો આમ આવે ખરો? કે સામે કાંઠે પહોંચાય ખરૂં? સામે કાંઠે પહોંચવા સારૂ તો એણે હોડીમાં બેસવું જોઇએ અને હલેસાં મારી એ તરફ હોડી હંકારવી જોઇએ. તે જ પ્રમાણે ત્રણ વેદમાં કુશળ બ્રાહ્મણો પણ ખરા બ્રાહ્મણપણાના ગુણો છોડી આળસુ અને મૂર્ખ થઇ બોલ્યાં કરે: 'હે ઇન્દ્ર! હું તને બોલાવું છું; હે વરુણ! હું તને બોલાવું છું.' તો તેથી કાંઇ વળે ખરૂં? વળી ધારો કે સામે કાંઠે કેમ કરીને જવાય એ એક માણસ જાણે છે, પણ તે આ કાંઠે માથે ઓઢીને સૂતો છે, અથવા તો બિચારાના હાથપગ સાંકળે બાંધ્યા છે અને તેથી એનાથી હલાતું ચલાતું નથી. હવે, એ માણસ સામે કાંઠે જઇ શકે ખરો? નહિ જ. તે જ પ્રમાણે જે માણસ આ મ્હારો મિત્ર અને આ મ્હારો દુસ્મન—આ વ્હાલું અને આ અળખામણું—એવા અજ્ઞાનની પીછોડી ઓઢીને સૂતેલો છે, અને જે આ દુનીઆની—ગાન,તાન પૈસો ટકો બૈરાં છોકરાં વગેરે—લાલચોમાં બંધાઇ રહ્યો છે તેનાથી ખરી વસ્તુએ પહોંચાતું નથી.

*બીજા ગુણ હો વા ન હો, પણ જેનામાં 'શીલ' અને 'પ્રજ્ઞા' એટલે કે સદાચાર અને ડહાપણ (માત્ર વિદ્યા કે બુદ્ધિ નહિ, પણ પાકા જ્ઞાનવાળી સમજણ) હોય તે જ 'બ્રાહ્મણ.'

---

ઋગ્વેદ સંહિતા=દેવોની સ્તુતિઓના મન્ત્રો જેમાં એકઠા કર્યા છે એવું પ્રાચીન વેદનું પુસ્તક.

ઉપનિષદ્=પરમાત્મા સંબન્ધી જેમાં વિચાર કર્યો છે તેવો વેદનો છેવટનો ભાગ.

નિર્ણય=નિશ્ચય, અમુક ખરૂં છે એવો ઠરાવ.

વન્દન=નમસ્કાર.

ચોગાન=મેદાન.

સીડી—નીસરણી.

સીડી ચડનાર—તે ઉદ્દેશ સમજ્યા વિના, વગર વિચારનો રૂઢિનો ધર્મ પાળનાર.

કુશળ—હોશિયાર; સારી રીતે ભણેલા.

બૂમો પાડનાર—વેદમન્ત્ર માત્ર ઉચ્ચારનાર શ્રોત્રિય.

સૂતેલો=અજ્ઞાનની નિદ્રામાં પડ્યો જ રહેલો.

બંધાએલો—સંસારની લાલચોમાં.

---

* આ છેવટનું સોણદંડ સુત્ત નામના(બૌદ્ધ ગ્રન્થ)માંથી ઉમેર્યું છે. તે પહેલાંનું તેવિજ્જ સુત્તનું છે.

૭.

# સૂત પૌરાણિક.

**ગૌતમ બુદ્ધ** અને **મહાવીર સ્વામી**એ દેશમાં ફરી સર્વ લોકને ઉપદેશ કરી ઘણાં અજ્ઞાનનાં જાળાં ખંખેરી કાઢ્યાં, તે વખતે બ્રાહ્મણો પણ ખોટા વાદવિવાદ છોડી અને યજ્ઞયાગાદિક ઓછાં કરી વા કાઢી નાંખી દેશના ધર્મને સુધારવા મચી પડ્યા. પ્રાચીન ધર્મમાંથી જેટલું જરૂરનું લાગ્યું તેટલું ચાલતું રાખવા માટે 'સ્મૃતિઓ' (પ્રાચીન વેદના કાળના ધર્મમાંથી યાદ રાખેલું—તેનાં પુસ્તકો) રચી; તેમાં સમય પ્રમાણે જે નવું ઉમેરવા જેવું કે સુધારવા જેવું જણાયું તે ઉમેર્યું; અને જુના ઇતિહાસો અને જુની વાર્તાઓ ઉપયોગમાં લઇ એ વડે લોકમાં ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો. પ્રાચીન કાળમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો સિવાયના લોકોએ પણ ધર્મનો ઉપદેશ કરવામાં જે ભાગ લીધેલો એ સંભારી કાઢ્યો, અને સર્વ વર્ણના લોકને માટે નવા સમયમાં ઉપયોગી થાય એવા ધર્મના ગ્રન્થો રચ્યા. એ ઇતિહાસ અને આખ્યાનોના ગ્રન્થોમાં **વાલ્મીકિ**એ બનાવેલું રામાયણ અને **વ્યાસજી**એ બનાવેલાં મહાભારત અને અઢાર પુરાણો મુખ્ય છે.* જ્યારે 'દ્વિજ' કહેતાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, એ સિવાયના એટલે શૂદ્ર વર્ગના લોકને વેદ ભણાવવામાં આવતા નહિ, ત્યારે પણ એ લોકને ઇતિહાસ અને પુરાણ સાંભળવાની તો છૂટ હતી, અને એ પુસ્તકો મારફત વેદમાં રહેલું જ્ઞાન તેઓ મેળવતા.

એમ કહેવાય છે કે **વ્યાસજી**એ ઇતિહાસ (મહાભારત) પુરાણ અને ધર્મશાસ્ત્ર **લોમહર્ષણ** નામના †સૂતજાતિના એક શિષ્યને કહ્યાં, અને એ સૂતે આ વિષયમાં એવી પ્રવીણતા મેળવી કે મ્હોટા મ્હોટા ઋષિઓ પણ એમની પાસે પ્રાચીન કથાઓ અને ધર્મનો ઉપદેશ સાંભળવા બેસતા. એક વખત **નૈમિષારણ્ય** નામના વનમાં **શૌનકાદિક** ઋષિઓએ લાંબો યજ્ઞ આરંભ્યો. યજ્ઞ સાથે ધર્મચર્ચા કરવાનો રિવાજ જૂના વખતનો હતો તે પ્રમાણે, યજ્ઞ ચાલે તે દરમિઆન ધર્મ સંબન્ધી કથા વાર્તા તથા ઉપદેશ સંભળાવવા એમણે **સૂતજી**ને વિનંતિ કરી. સૂતજીને ઊંચા આસન ઉપર

---

* એ અત્યારે જે રૂપમાં અને માપમાં જોવામાં આવે છે તે રૂપમાં અને માપમાં **ગૌતમ બુદ્ધ**ના સમય પછી રચાએલાં છે, એટલે એ આ નવા સમયનાં છે એમ કહેવાય. બાકી, એની મૂળ રચના તો **ગૌતમ બુદ્ધ** પહેલાંની જણાય છે.

† ભાટને મળતી જાત.

બેસાડવામાં આવ્યા, અને સર્વ મુનિઓ નમ્રતાથી સામા બેસીને સાંભળે છે—એવામાં એકવાર કૃષ્ણના ભાઇ બળદેવજી ફરતા ફરતા નૈમિષારણ્ય ક્ષેત્રમાં આવી પહોંચ્યા. એમને જોઇ સૌ ઋષિઓ ઊભા થયા અને એમને માન આપ્યું. સૂતજી આ વખતે આચાર્યને આસને બેઠા હતા, તેથી ઊઠ્યા નહિ. પણ તેથી બળદેવજી બહુ ગુસ્સે થઇ ગયા, અને એક હલકી જાતિનો માણસ બ્રાહ્મણોથી ઊંચે સ્થાને બેઠો છે અને એમને ઉપદેશ કરવાની ધૃષ્ટતા કરે છે તે માટે એને મારવો જોઇએ—એમ કહી એના ઉપર ગ કદમ એક દર્ભની સેર લઇને નાંખી: બળદેવજીનું અસ્ત્ર કદી ખાલી જાય નહિ તેથી એટલી દર્ભની સેરથી પણ સૂતજીનું મૃત્યુ થયું! ઋષિઓમાં હાહાકાર થઇ ગયો. અને સર્વેએ બળદેવજીને કહ્યું: "આ સૂતજી વ્યાસમુનિ પાસેથી ઇતિહાસ પુરાણ અને ધર્મશાસ્ત્ર શીખ્યા હતા, અને એમની પાસેથી એ સાંભળવા માટે અમે એમને અમારા આચાર્ય કરીને સ્થાપ્યા હતા, એમનું તમે અપમાન કર્યું અને વધ કર્યો એ ઘણું જ ખોટું કર્યું, એમને મારીને તમે અમને અત્યારે મહાકષ્ટમાં નાંખ્યા છે." બળદેવજીને આ સાંભળી બહુ પરતાવો થયો, અને એ સૂતને ઠેકાણે એ સૂતના પુત્રને બેસાડી કામ ચલાવવા ઋષિઓને વિનંતિ કરી, તથા તેઓ પાસેથી પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું. ઋષિઓએ "એક વર્ષ આ ભરતખંડનાં સર્વ તીર્થ કરી આવો" એમ આજ્ઞા ફરમાવી. બળદેવજી તે પ્રમાણે કરીને ફરી નૈમિષારણ્ય આવ્યા. ઋષિઓએ એમને યજ્ઞ કરાવ્યો. બળદેવજીએ પણ એમને પરમેશ્વર સંબન્ધી કેટલીક જ્ઞાનની વાતો કરી.

આ પ્રમાણે એ સમયમાં જુદા જુદા વર્ણના લોકો એક બીજાને ઉપદેશ આપતા.

---

વર્ણ જાત.
પ્રવીણતા=કુશળતા, હોંશિયારી.
આરંભ્યા=માંડ્યો.
ધર્મચર્ચા=ધર્મ સંબન્ધી વિવાદ અને વાતચીત.
તે દરમિયાન=તે વખતમાં.
ક્ષેત્ર=પવિત્ર ભૂમિ, જગ્યા.
ધૃષ્ટતા=નફ્ફટાઇ અને ગર્વભરી હિંમત.
પ્રાયશ્ચિત્ત=ખોટા કામ માટે દિલગીરી દેખાડવાના ચિહ્ન રૂપે કરવામાં આવતી ધર્મક્રિયા.
દર્ભ=ડાભ; અણીદાર ઘાસ.
સેર=શળી.
સ્થાપ્યા=બેસાડ્યા.
વધ=મારવું.
કષ્ટ=દુઃખ, સંકટ.
ભરતખંડ=હિન્દુસ્થાન.

૮.

# શંકરાચાર્ય અને મંડનમિશ્ર.

આ જગત્ ક્ષણભંગુર છે અને મિથ્યા છે; પરમેશ્વરનું ભજન કે યજ્ઞયાગાદિક કરવાથી નહિ, પણ આપણા હૃદયમાં આ સંસારની જે 'વાસના' કહેતાં લાગણીઓ જામેલી છે તેનો નાશ કરવો. એટલે જેમ દીવો હોલાઇ જાય છે તેમ આપણો આ હુંરૂપી આત્મા હોલાઇ જશે—એનું નામ 'નિર્વાણ,' અને એ ઉત્તમ સ્થિતિ; વળી પરમેશ્વર કોઇએ જોયો નથી, અને આ જગત્ કોણે ઉત્પન્ન કર્યું હશે એ તર્કની માથાકૂટ પણ નકામી છે. **ગૌતમ બુદ્ધના** આ ઉપદેશથી હજારો સ્ત્રીપુરુષો સંસાર છોડી ભિક્ષુ અને ભિક્ષુણી થઇ ગયાં, અને વેદધર્મની ક્રિયાઓ ઉપરથી લોકની શ્રદ્ધા ઉઠી જવા લાગી. તે વખતે બ્રાહ્મણોએ જૂનાં શાસ્ત્રોને નવાં કરીને, તથા લોકની ધાર્મિક લાગણીને અસર કરે એવો પરમેશ્વરની ભક્તિનો ઉપદેશ ચારે તરફ વિસ્તારીને વેદધર્મ ફરી જગાડયો. જતે દહાડે સામાન્ય લોક ફરી કર્મકાંડમાં પડ્યા, એક પરમાત્માના જ્ઞાનની દરકાર ન કરતાં વિવિધ દેવોની ઉપાસના કરવા લાગ્યા—પણ પરમેશ્વર છે, એ **એક** છે, અને એનું **જ્ઞાન** એ જ મુક્તિનું ખરું સાધન છે એ જૂનો સિદ્ધાન્ત ફરી જગાડનાર પુરુષની જરૂર હતી એવા પુરુષ દક્ષિણમાં કેરળ દેશમાં ( **મલબારકાંઠે** ) ઈ. સ. આઠમા સૈકાની લગભગમાં જન્મ્યા.

ન્હાનપણથીજ એમનું મન સંસાર છોડી પરમાત્માનું જ્ઞાન મેળવવાનું અને એ જ્ઞાનનો સર્વત્ર ઉપદેશ કરવાનું હતું. પણ એમની વિધવા અને માયાળુ માતા ખાતર એ કેટલોક વખત સંસારમાં રહ્યા. એમ કહેવાય છે કે એક વખત એ નદી કાંઠે ન્હાવા ગયા હતા ત્યાં પાણીમાં મઘરે એમનો પગ પકડયો, અને એ જોઇ એમનાં માતા ગભરાઇને ચીસો પાડવા લાગ્યાં, ત્યારે **શંકરાચાર્યે** કહ્યું: "માતાજી, તમે મને સંન્યાસ લેવા દો તો આ મઘર મારો પગ છોડે." તેથી માતાએ તેમ કરવા દેવાની હા પાડી, અને મઘરે પગ છોડયો. આ વાતનું તાત્પર્ય એવું છે કે આ સંસારરૂપી નદીમાં આપણને વિષયરૂપી મઘરે પકડ્યા છે તેના મ્હોંમાંથી છૂટવા માટે વૈરાગ્ય અને સંન્યાસની જરૂર છે. **શંકરાચાર્યે** સંન્યાસ લીધો. પણ એમના હૃદયમાં દયા હતી, અને તેથી એમની માયાળુ માતા જ્યારે એમનું સ્મરણ કરે ત્યારે એમની

પાસે હાજર થવાનું એમણે કબૂલ કર્યું. તે પ્રમાણે એ કરતા, અને માતાના મુવા પછી એમનાં સગાંવ્હાલાંઓ દ્વેષથી એમનો અગ્નિદાહ કરવા પણ ન આવ્યા ત્યારે **શંકરાચાર્યે**—પોતે સંન્યાસી હોવાથી પોતાને ક્રિયાનો નિષેધ છતાં—માતૃભક્તિથી અગ્નિદાહ કર્યો.

એ વખતમાં **મંડનમિશ્ર** નામે વૈદિક ધર્મના એક મ્હોટા કર્મમાર્ગી વિદ્વાન હતા. એમની વિદ્વત્તા બહુ વખણાતી હતી, અને એ જીતાય તો જ કર્મમાર્ગને ઠેકાણે જ્ઞાનમાર્ગ ચલાવી શકાય એમ હતું. તેથી **શંકરાચાર્ય** ફરતા ફરતા **મંડનમિશ્રને** ગામ આવ્યા. ગામને ગોંદરે પાણીઆરીઓ પાણી ભરતી હતી તેમને પૂછ્યું: "માતાજીઓ, આ ગામમાં **મંડનમિશ્રનું** ઘર ક્યાં આવ્યું એ કહેશો?" પાણીઆરીઓએ કહ્યું: "મહારાજ, ગામમાં સીધા ચાલ્યા જાઓ. અને જે ઘેર આંગણે લટકાવેલાં પાંજરાંમાં મેના પોપટ વેદ અને ઈશ્વર વિષે વિવાદ કરતાં હોય એ ઘર **મંડનમિશ્રનું** છે એમ જાણજો." **મંડનમિશ્રને** ત્યાં સેંકડો વિદ્યાર્થીઓ આ વિષયની રાતદિવસ ચર્ચા કર્યા કરતા હતા, અને તેથી એમનાં પાળેલાં પક્ષીઓને પણ એ મ્હોંએ ચઢી ગઈ હતી. **શંકરાચાર્ય** એ એંધાણીથી **મંડનમિશ્રને** ઘેર ગયા, અને એ કર્મ-માર્ગી વિદ્વાનને જ્ઞાનમાર્ગનો બોધ દેવાનું શરૂ કર્યું. તેમાં એ બે મહાવિ-દ્વાનો વચ્ચે પુષ્કળ વાદવિવાદ ચાલ્યો. વિવાદમાં કોણ જીત્યું એ કોણ કહી શકે? **મંડનમિશ્રનાં** સ્ત્રી જે એમની વિદ્વત્તાને લીધે **સરસ્વતીનો** અવતાર મનાતાં હતાં એમને મધ્યસ્થ બનાવ્યાં, અને **શંકરાચાર્ય** જીતે તો **મંડન-મિશ્ર** સંન્યાસ લે એમ કર્યું. વાદવિવાદમાં શંકરાચાર્ય જીતતા જણાયા. આથી **સરસ્વતીને** બહુ કઠણ સ્થિતિ આવી પડી: એક તરફ, સત્ય શંકરા-ચાર્યનું છે એમ પોતાને લાગે છે; બીજી તરફ, પોતાના પતિને હાર્યા કેમ કહેવાય? **સરસ્વતીએ** બંનેના કંઠમાં વિજયમાળ પહેરાવી અને કહ્યું કે જેના કંઠની માળા સૂકાય તેનો પરાજય થયો જાણવો. **મંડનમિશ્રની** માળા સૂકાઈ, એ હાર્યા, અને સંન્યાસી થયા. **શંકરાચાર્યના** શિષ્યોમાં એ—**સુરેશ્વરાચાર્ય** (સંન્યાસ લીધા પછીનું એમનું નામ)—બહુ પંકાય છે.

**શંકરાચાર્યે** હિન્દુસ્થાનમાં ફરી સ્થળે સ્થળે એક પરમાત્માના જ્ઞાનનો ઉપદેશ કર્યો, અને એ ઉપદેશનું રક્ષણ કરવા ચારે ખૂણે ચાર ગાદીઓ સ્થાપી. બત્રીસ વર્ષની ન્હાની ઉમ્મરે એ વિદેહ થયા કહેવાય છે.

---

ક્ષણભંગુર=ક્ષણમાં નાશ પામે એવું.
મિથ્યા=ખોટું.
તર્ક=કલ્પના.
ભિક્ષુ–ભિક્ષુણી=ભિક્ષા માગીને જીવનાર સંન્યાસી પુરુષ અને સ્ત્રી.
વિવિધ=જુદી જુદી જાતના.
મુક્તિ=મોક્ષ; સંસારરૂપી બંધનમાંથી છૂટવું તે.
સર્વત્ર=સર્વ ઠેકાણે.
વિષય=ઇન્દ્રિયોને ગમતા રૂપ રસ વગેરે પદાર્થો.
વૈરાગ્ય=સંસાર ઉપરથી મનને ઉઠાડી મૂકવું તે.
સંન્યાસ=સઘળાં કર્મ સંસારમાંથી કાઢી પરમેશ્વરમાં મૂકવાં તે; સંસાર છોડી દેવો.
કર્મમાર્ગી વિદ્વાન=ધર્મની ક્રિયાઓ કરવાથી જ કલ્યાણ થાય છે એમ માનનાર; મીમાંસક.
તાત્પર્ય=કહેવાનો સાર.
અગ્નિદાહ=બાળવું.
નિષેધ=શાસ્ત્રની મના.
ગાંદરે=ગામને દ્વારે.
એંધાણી=નિશાની.
મધ્યસ્થ=વચ્ચે રહી ઇન્સાફ કરનાર.
વિજયમાળ=જીત્યાની નિશાનીરૂપી ફૂલની માળા.
પંકાય=વખણાય.
વિદેહ=દેહરહિત; મૃત્યુ આત્માને થતું જ નથી એમ સમજનારને મરણ પામ્યા કેમ કહેવાય? માત્ર એમનો દેહ પડ્યો એટલું જ કહેવાય.

---

૯.

# રામાનન્દ અને એમના શિષ્યો.

શંકરાચાર્ય પછી આશરે અઢીસેં વર્ષે દક્ષિણમાં રામાનુજાચાર્ય નામે એક આચાર્ય થયા એમણે જ્ઞાન સાથે કર્મ અને ભક્તિ ભેળવવાની જરૂર બતાવી. એમના શિષ્યોની પરંપરામાં આશરે દોઢસોક વર્ષ જતાં રામાનન્દજી થયા. એમને રામાનુજાચાર્યના સંપ્રદાયમાં ખાવાપીવાના અને જાતજાતના બહુ ભેદ દાખલ થઇ ગયા હતા તે ન ગમ્યા, અને તેથી એમણે કાશીજી જઇ જુદો મઠ સ્થાપ્યો. એ રામના ભક્ત હતા, અને ભક્તિ અને જ્ઞાન એ જ પરમેશ્વરને પહોંચવાનાં ખરાં સાધન છે એમ એમનો ઉપદેશ હતો. હિન્દુસ્થાનમાં ધર્મનો ઉપદેશ સંસ્કૃતને બદલે દેશની ચાલુ ભાષામાં–સર્વ લોક, અભણ લોક પણ, સમજે એવી ભાષામાં–પુષ્કળ થવા લાગ્યો, અને ચારે તરફ ભક્તો અને સાધુઓ ઉત્પન્ન થયા. એક વાર રામાનન્દજી

દક્ષિણ તરફ યાત્રાએ જતા હતા ત્યાં રસ્તામાં એક ગામને ગાંદરે વીસામો કર્યો. ગામમાંથી ઘણાં સ્ત્રી-પુરુષો એમની કીર્તિ સાંભળીને એમનાં દર્શન કરવા અને સત્કાર કરવા આવ્યાં. તેમાં એક બાઇ હતી તેની સેવાથી રામાનન્દજીએ રાજી થઇને આશીર્વાદ દીધો કે–" પુત્રવતી થજે." પણ એટલામાં, એ બાઇના પતિ તો કાશી જઇ એમના પોતાના જ શિષ્ય થઇ સંન્યાસી થઇ ગયા હતા એમ એમના જાણવામાં આવ્યું. તેથી પોતે પાછા કાશી ગયા ત્યારે એ શિષ્ય-સંન્યાસીને પૂછ્યું: " તમે સંન્યાસી થતાં પહેલાં તમારી સ્ત્રીની રજા લીધી હતી ? " એણે " ના " કહી. રામાનન્દે તુરત એને પાછો ગૃહસ્થાશ્રમ લેવા અને ઘર-સંસારમાં રહી પરમેશ્વરની ભક્તિ કરવાનો ઉપદેશ કર્યો. એ શિષ્યે ગુરુની આજ્ઞા પ્રમાણે ઘરસંસાર માંડયો—એમના પુત્ર એક મ્હોટા મરાઠી ગ્રન્થકર્તા અને સાધુ થયા.

એમ કહેવાય છે કે રામાનન્દજી હમેશાં સૂર્ય ઊગતા પહેલાં ગંગા નદીમાં ન્હાવા જતા, એક વાર એમના રસ્તામાં પડેલા એક માણસ ઉપર એમનાથી પગ દેવાઇ ગયો ! તેથી ચમકી દયાભાવથી " રામ ! રામ ! " એમ એમનાથી બોલાઇ ગયું. એ પેલા માણસનો રામનામનો મન્ત્ર થયો, અને રામાનન્દજી એના ગુરુ થયા. એ માણસ તે હિન્દુસ્થાનના પ્રસિદ્ધ જ્ઞાની સાધુ કબીરજી, જે જાતે વણકર હતા અને જેમને હિન્દુ મુસલમાન એવા કોઇ પણ તરેહના ભેદ ન હતા.

રામાનન્દજીની જ શિષ્યપરંપરામાં મીરાંબાઇ તુલસીદાસજી વગેરે થયાં. તુલસીદાસનું " તુલસીકૃત રામાયણ " ઉત્તર હિન્દુસ્થાનમાં ઘેરે ઘેર પ્રેમથી ગવાય છે, અને એ જ ત્યાંની પ્રજાનું ખરૂં-વેદ જેવું માન પામતું-ધર્મશાસ્ત્ર છે એમ કહીએ તો ચાલે. કહે છે કે—

**भाषा शाखा है सही संस्कृत सोही मूल;**
**मूल रहत है धूलमें शाखामें फल फूल.**

---

પરંપરા=એક પછી એકની ઓળ.
સંપ્રદાય=પન્થ.
મઠ=સાધુઓને રહેવાનું ઠેકાણું.
**ભાષા** ઈત્યાદિ–સંસ્કૃત એ મૂળ છે, અને ચાલતી ભાષા કહેતાં બોલી તે શાખા છે. મૂળ તે ધૂળમાં દટાઈ રહે છે, અને શાખાને જ, ફળ ફૂલ આવે છે.

૧૦.

# ઈશ્વરઃ સર્વ શક્તિ એની જ.

મહેતાજી વિદ્યાર્થીઓને અવલોકન માટે ગામ બહાર લઇ ગયા છે. અત્યારે શ્રાવણ માસનું સ્હવાર છે. રાત્રે વરસાદ વરસી જવાથી ઝાડ નીતરીને ઊગતા સૂર્યના પ્રકાશમાં લીલાંછમ ચળકે છે. પાસેના ખેતરમાં બાજરી ડૂંડે આવી છે. ચારે તરફ સૃષ્ટિસૌન્દર્ય અને પ્રભુના મહિમા સિવાય કાંઇ જ દેખાતું નથી. આ જ વખતે અને આવે જ સ્થળે છોકરાંને ધર્મશિક્ષણ આપવું જોઇએ. મહેતાજી આ પ્રસંગ ચૂકે એવા ન્હોતા. ખેતરની વાડ પાસે ઊંચાણ હતું તે ઉપર સૌ ઊભા. એક વિદ્યાર્થીથી ચોતરફ નજર ફેરવતાં સ્વાભાવિક રીતે જ બોલી જવાયુંઃ "અહો ! આ બધું કેવું સારૂં છે!" સૌનાં હૃદય આનન્દથી ઊભરાય છે. સૌએ કાળજામાંથી પ્રભુને નમસ્કાર કર્યા. મહેતાજીએ ધર્મશિક્ષણનું કામ શરૂ કર્યું.

મહેતાજી—છોકરાંઓ, * આજથી આપણે હિન્દુધર્મનાં તત્ત્વો વિષે વાતચિત શરૂ કરીશું, અને એમાં પહેલો વિષય આપણે **ઈશ્વર** લઇશું. કારણ કે ઇશ્વર ઉપર, અને એ ઇશ્વર આપણે કેવો માનીએ છીએ તે ઉપર, આપણા ધર્મનો અને એના સ્વરૂપનો આધાર છે.

ઉપનિષદ્‌માં† ઇશ્વરની વ્યાખ્યા આ પ્રમાણે આપી છેઃ

"જેનામાંથી આ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, જેના થકી ઉત્પન્ન થઇ એ જીવે છે, જેના પ્રત્યે એ જાય છે, જેનામાં પ્રવેશ પામે છે—એ **ઈશ્વર**."

આ ચન્દ્ર સૂર્ય તારા એના તેજથી જ પ્રકાશે છે. દરેક પદાર્થ પોતપોતાને સ્થાને રહી પોતપોતાનું કાર્ય કરે છે એ રચના, એ પ્રતાપ, પ્રભુનો છે. પ્રભુ એક છે, પણ આ વિશ્વના વિવિધ પદાર્થોમાં એ વિવિધ રૂપે દેખાય છે.—જુવો ! આ પૃથ્વીમાં આપણે બી વાવીએ છીએ, વરસાદનું પાણી એને પલાળે છે, સૂર્ય ગરમી આપે છે, એ ઉપર ઋતુઓના વા વાય છે, અને બીમાંથી અંકુર થઇ, અંકુરમાંથી છોડ થઇ, છોડ ઉપર ડૂંડું આવી, એમાં અનાજના દાણા બંધાય છે. એ બધું કોણ કરે છે?

* હિન્દુધર્મના ઇતિહાસનો 'સિનેમેટોગ્રાફ'-ચિત્રપટ-ભેગાઇ રહ્યો.
† તૈત્તિરીય નામનું.

**મગનલાલ:**—ઈશ્વિર કરે છે.

**મતિલાલ:**—મહેતાજી સાહેબ, એ પૃથ્વી વરસાદ સૂર્ય પવન વગેરે કરે છે એમ ન કહેવાય?

**મહેતાજી:**—કહેવાય; પણ એ સર્વ પદાર્થોમાં જે શક્તિ છે એ પ્રભુની છે. પ્રભુ વિના એ પદાર્થો કાંઇ જ કરી શકતા નથી. એ પદાર્થોમાં પ્રભુ દીપે છે, પ્રકાશે છે, તેથી ઋષિઓ એ પદાર્થોને અને એમાં વસતી પ્રભુની શક્તિઓને 'દેવ' (**दिव्** = દીપવું ઉપરથી) કહે છે. અને પ્રભુ તે સર્વ દેવનો દેવ, સર્વ શક્તિઓની શક્તિ છે. એ ઉપર હું તમને એક ન્હાની સરખી વાર્તા કહું તે સાંભળો:

પૂર્વે દૈત્યોને અને દેવોને યુદ્ધ થયું. તેમાં સર્વ દેવના દેવ–**પ્રભુ**–ના બળથી દેવો જીત્યા. ખરૂં જોતાં એ **પ્રભુ**નો જ જય હતો કારણ કે એ જીત્યા એ શક્તિ **પ્રભુ**ની જ હતી, છતાં દેવો ખોટા અભિમાનથી ફૂલાઇ ગયા અને માનવા લાગ્યા કે 'આ આપણો જ જય છે, આપણો જ મહિમા છે.' **પ્રભુ**એ આ જાણ્યું અને એક યક્ષનું રૂપ લઇ સામા ઊભા. દેવોએ એમને ઓળખ્યા નહિ, અને તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા: 'અરે! આ કોણ હશે?' કોઇને કાંઇ સૂઝ પડી નહિ. પછી તેઓએ પોતામાંના એક અગ્નિદેવને કહ્યું: "અગ્નિજી! તમે જાઓ--તમે ત્રણે લોકના જાણીતા છો, તમે નક્કી કરો કે આ યક્ષ દેખાય છે તે કોણ છે?" અગ્નિદેવે કહ્યું: "વારૂ." પછી અગ્નિ એ યક્ષરૂપે ઊભેલા **પ્રભુ** પાસે ગયો. યક્ષે એને પૂછ્યું! "તું કોણ છે?" અગ્નિએ જવાબ દીધો: "હું અગ્નિ છું." યક્ષે પૂછ્યું: "તારામાં શી શક્તિ છે?" અગ્નિએ ઉત્તર આપ્યો: "મારામાં તો એવી શક્તિ છે કે હું આ સઘળું—પૃથ્વી ઉપર જે કાંઇ દેખાય છે તે સઘળું—બાળીને ભસ્મ કરી નાંખું." યક્ષે એની આગળ એક તણખલું મૂકયું અને કહ્યું: "આને બાળ." અગ્નિ એ તણખલા ઉપર—એનામાં જેટલું જોર હતું તેટલા જોરથી—દોડયો, પણ એટલા તણખલાને પણ એ બાળી શકયો નહિ! અગ્નિ શરમાઇને ત્યાંથી પાછો ફર્યો અને દેવો પાસે જઇને કહ્યું: "આ યક્ષ કોણ છે એ હું જાણી શકયો નહિ." પછી દેવોએ વાયુદેવને કહ્યું: "વાયુજી! તમે જઇને નક્કી કરી આવો કે આ યક્ષ કોણ છે?" વાયુએ કહ્યું: "વારૂ." વાયુ એ યક્ષ પાસે ગયો. ત્યાં યક્ષે પૂછ્યું: "તું કોણ છે?" વાયુએ જવાબ દીધો: "હું વાયુ છું." યક્ષે પૂછ્યું: "તારામાં શી શક્તિ છે એ કહે." વાયુએ ઉત્તર આપ્યો: હું આ સઘળું—પૃથ્વી ઉપર જે કાંઇ છે તે સઘળું—ખેંચી જાઉં." યક્ષે એની

આગળ તણખલું મૂક્યું અને કહ્યું: "લે, આ ખેંચી જા." વાયુ એ ઉપર પૂર્ણ જોસથી ધસ્યો, બહુ મથ્યો, પણ એટલા તણખલાને પણ ઉપાડી શક્યો નહિ! વાયુ પાછો ફર્યો અને દેવો પાસે જઇને કહ્યું: "એ યક્ષ કોણ છે તે હું જાણી શક્યો નહિ."

પછી દેવોએ ઇન્દ્રને કહ્યું: "ઇન્દ્ર મહારાજ! તમે જાઓ અને જાણી આવો તો સારૂં કે આ યક્ષ કોણ છે?" ઇન્દ્રે કહ્યું: "વારૂ." ઇન્દ્ર એ યક્ષ તરફ દોડયો, ત્યાં એ યક્ષ અન્તર્ધાન થઇ ગયો. અને યક્ષ ઊભો હતો તે સ્થળે એક સ્ત્રી ઊભેલી દેખાઇ: એનું નામ 'ઉમા' હતું અને તે બહુ રૂપવતી હતી.* ઇન્દ્રે એને પૂછયું: "અહીં યક્ષ ઊભો હતો એ કોણ હતો?" એણે કહ્યું: "એ **પ્રભુ** હતા. એ **પ્રભુ**ના જયથી જ તમારો જય છે, એના મહિમાથી જ તમારો મહિમા છે." ઇન્દ્રે **પ્રભુ**ને જાણ્યા, અને દેવોને વાત કહી.

આ પ્રમાણે મહેતાજીએ છોકરાંને એક જૂની વાર્તા કહી, અને પૂછ્યું: "છોકરાંઓ, આ વાર્તામાંથી તમે શું સમજ્યાં?" છોકરાંઓમાંથી વસંતરાયે ઉત્તર આપ્યો: "સઘળી શક્તિ ઈશ્વરની છે. અગ્નિ વાયુ વગેરે આ જગતમાં જે જે બળવાન પદાર્થો દેખાય છે એ સર્વ ઇશ્વરની શક્તિથી જ પોતાનું કામ કરે છે."

મહેતાજી:—ખરૂં. બોલો, હવે કોઇને કાંઇ પૂછવાનું છે?

મતિલાલ:—મહેતાજી સાહેબ, પણ એ પદાર્થો શેમાંથી ઉત્પન્ન થયા હશે?

મહેતાજી: તમારો સવાલ સારો છે. પણ એનો જવાબ દેવા જેટલો અત્યારે વખત રહ્યો નથી. માટે એ સવાલ આપણે કાલે લઇશું.

---

સ્વાભાવિક રીતે જ = થવું જોઇએ તેમ, એની મેળે જ.

યક્ષ=મનુષ્ય અને દેવની વચલા દરજ્જાનો જીવ.

મથ્યો=મહેનત કરી.

અન્તર્ધાન=દેખાતો બંધ.

મહિમા=મ્હોટાઇ.

---

* આ વિશ્વમાં દેખાતી પરમેશ્વરની સુન્દર શક્તિ અથવા વિદ્યા.

## ૧૧.

# ઈશ્વર: સર્વ પદાર્થો એનાં જ રૂપ.

આજે એક વિશાળ વડની ઘટા નીચે ધર્મશિક્ષણનો વર્ગ બેઠો છે. પ્રાચીન કાળમાં ઋષિઓ જ્યારે વનમાં આશ્રમ બાંધીને રહેતા, અને સેંકડો વિદ્યાર્થીઓને પોતાના આશ્રમમાં વસાવતા, પાળતા, અને વિદ્યા ભણાવતા—ત્યારે ઘણીવાર આવા એકાદ વૃક્ષ નીચે ગુરુ-શિષ્યનું મંડળ બેસતું, અને તેઓ વચ્ચે સવાલ-જવાબ ચાલતા.

**મ્હેતાજીઃ**—મતિલાલનો કાલનો પ્રશ્ન શો હતો ?

**મતિલાલઃ**—પરમેશ્વરની જ શક્તિથી આ સઘળું જગત્ ચાલે છે, પણ એ જગત્ પરમેશ્વરે શેમાંથી પેદા કર્યું હશે ?

**મ્હેતાજી:** પોતામાંથી; એને જગત્ સર્જવા માટે બહાર કાંઇ પણ શોધવા જવું પડતું નથી. કડીઆ સુતારને ઘર બાંધવા માટે પત્થર માટી કે લાકડાં લેવા જવું પડે છે, કારણ કે એવાં કામ માટે પરમેશ્વરે જે સાધન કરી મૂક્યાં છે તેનો માત્ર ઉપયોગ એ કરી શકે છે. તેઓની શક્તિ પરમેશ્વર જેવી અનન્ત—અમાપ—નથી કે એમને બહારનાં સાધનોની જરૂર ન પડે. પણ પરમેશ્વર તો અમાપશક્તિવાળો હોવાથી સઘળું પોતામાંથી જ ઉત્પન્ન કરી શકે છે. આ ઉપર હું તમને એક પ્રાચીન *પુસ્તકમાંથી વાર્તા કહું તે સાંભળો.

પૂર્વે આવા જ એક વડ નીચે ઉદ્દાલક નામે એક બ્રાહ્મણ ઝૂંપડી બાંધી રહેતો હતો. બ્રાહ્મણ વિદ્વાન હતો, પણ એના પુત્રને ભણવું ગમતું નહિ. આઠ વર્ષે એને જનોઇ દીધું હતું અને જનોઇ દે એટલે તુરત ગુરુને ઘેર જઇ વિદ્યા ભણવી એવો આપણો અસલ રિવાજ હતો, પણ આ છોકરો બાર વર્ષનો થયો ત્યાં સુધી ગુરુને ઘેર ગયો નહિ. એક દહાડો પિતાએ ખેદ પામી, શ્વેતકેતુને ( એ છોકરાનું નામ શ્વેતકેતુ હતું ) પોતાની સામે બેસાડયો અને કહ્યું: "ભાઇ, જો; હજી સુધી આપણા કુળમાં કોઇ ભણ્યા વગરનો, માત્ર બ્રાહ્મણ જાતિનો હોય તેટલાથી બ્રાહ્મણ કહેવાય એવો રહ્યો નથી. તું મ્હોટો થયો, બાર વર્ષનો થયો, હવે તો તું ગુરુને ત્યાં જઇ વિદ્યા ભણી આવે તો સારૂં." આ કોમળ પણ સચોટ ઠપકાથી એ છોકરાના મન ઉપર બહુ અસર થઇ, અને એ ગુરુને ત્યાં વિદ્યા ભણવા પરદેશ ગયો. બાર વર્ષ-બારથી ચોવીસમા વર્ષ સુધી—એ ગુરુને ઘેર રહ્યો

---

* છાન્દોગ્ય ઉપનિષદ્.

અને વિવિધ જાતની પુષ્કળ વિદ્યા ભણ્યો. વિદ્યા ભણીને ઘેર આવ્યો ત્યારે શ્વેતકેતુ તે જાણે પહેલાંનો શ્વેતકેતુ જ નહિઃ પહેલાં એ અભણ અને તોફાની, પણ નિરભિમાન અને વ્હાલસ્હોયો હતો; તેને બદલે હવે એ વિદ્વાન અને ઠરેલ, પણ અભિમાની અને અક્કડ દેખાયો. પિતાએ જોયું કે છોકરો બહુ વિદ્યા ભણ્યો છે, પણ હજી એને ખરા ધર્મનું-પ્રભુના જ્ઞાનનું-શિક્ષણ મળ્યું નથી. તેથી પિતાએ એને પાસે બેસાડીને પૂછ્યુંઃ "શ્વેતકેતુ! તારી બુદ્ધિ તો બહુ કેળવાઇ છે, તું વિદ્યા ભણ્યાનું અભિમાન પણ બહુ રાખે છે, અને અક્કડ દેખાય છે? જો, હું તને એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર દેઃ તેં કદી તારા ગુરુને આ પ્રશ્ન કર્યો છે કે ગુરુજી! એવો કયો પદાર્થ હશે કે જે એકને જાણ્યાથી સઘળું જણાઇ જાય?" શ્વેતકેતુએ જવાબ દીધોઃ "પિતાજી! એકને જાણ્યાથી તે બધું શી રીતે જણાઇ જાય?" પિતાઃ "જો ભાઇ, આ માટી છે; આ એક માટીને પૂરેપૂરી જાણી લઇએ તો માટીના જે જે પદાર્થો થાય છે—ઘડો, કોડીયું, ઇંટ વગેરે—તે સર્વ આપણે જાણી શકીએઃ કારણ કે માટીના બનેલા એ સર્વ પદાર્થો જુદાં જુદાં નામ માત્ર છે, ખરી વસ્તુ માટી જ છે. તે જ પ્રમાણે, ભાઈ, જો લોઢું તે શું એ બરાબર સમજી લઇએ તો લોઢાના બનેલા સર્વ પદાર્થો આપણા સમજ્યામાં આવી જાયઃ કારણ કે લોઢાના તે તે પદાર્થો તે નામ માત્ર છે, ખરી વસ્તુ તે લોઢું જ છે." શ્વેતકેતુઃ "પિતાજી, ત્યારે મારા ગુરુઓએ એવો તો મને કોઇ જ પદાર્થ બતાવ્યો નથી કે જેને જાણ્યાથી સઘળું જણાઈ જાય. મને લાગે છે કે એ વસ્તુ એ ગુરુઓ પોતે જ જાણતા નહિ હોય; જાણતા હોય તો તેઓ શું કરવા મને કહે નહિ? માટે પિતાજી! તમે જ મને કહો." પિતાએ કહ્યુંઃ "એ પદાર્થ તે **પરમેશ્વર** છેઃ જેમ માટીનો ઘડો, સોનાનાં ઘરેણાં, લોઢાનાં છરી તરવાર વગેરે—તેમ આ સર્વ પદાર્થો **પરમેશ્વરના** બનેલા છે. **પરમેશ્વરને** ઇચ્છા થઇ કે 'હું એક છું તે બહુ થાઉં:' અને એમ ઇચ્છા કરીને એણે પોતે તેજ જળ વગેરે રૂપ ધારણ કર્યાં—અને આ સૃષ્ટિ થઇ." પછી પિતાએ પુત્રને પરમેશ્વર સંબન્ધી વિશેષ જ્ઞાન આપ્યું. ખાલી વિદ્યા ભણીને પુત્ર અભિમાની થઇ ગયો હતો તે **પરમેશ્વર** સંબન્ધી જ્ઞાનથી નમ્ર થયો, અને એણે ખરી જાણવાની વસ્તુ જાણી.

સચોટ=ચોટી જાય, અસર કરે એવો.
અક્કડ=વળે નહિ એવો, અભિમાની.
નિરભિમાન=અભિમાન વગરનો.

૧૨.

# ઈશ્વર: જગત્‌ની અંદર તેમ જ બહાર.

બીજે દિવસે પણ એ જ ઝાડ નીચે ધર્મશિક્ષણનો વર્ગ મળ્યો. ઝાડની છાયા સારી હતી, અને પવન ધીમો ધીમો પણ છૂટો વાતો હતો, એટલે આ સ્થાન ખુલ્લી હવામાં બેસી કામ કરવા માટે સારૂં હતું. તેમાં વળી આપણા ઋષિઓ પ્રાચીન કાળમાં આવાં ઝાડ નીચે બેસીને જ પરમેશ્વર સંબન્ધી વિચાર કરતા હતા એ જાણીને છોકરાંઓને એ સ્થાન બહુ ગમી ગયું હતું.

**છોકરાંઓ:**—મહેતાજી સાહેબ, આ જ પણ આપણે કાલવાળે વડે જ નહિ જઇએ ?

**મહેતાજી:**—ચાલો. તમારૂં મન ત્યાં જ જવાનું છે તો તેમ કરીએ.

સૌ વડની છાયા નીચે જઇ બેઠા. જેમ પ્રભુમાંથી આ સર્વ સૃષ્ટિ ફેલાય છે, તેમ વડમાંથી વડવાઇઓ ફેલાએલી હતી. વડ ઉપર પુષ્કળ ટેટાઓ બાઝેલા હતા, જે ઉપર અસંખ્ય પંખીઓ ખાવા બેઠાં હતાં. અને વડ નીચે પણ પવન અને પંખીઓએ પાડેલા સેંકડો ટેટા વીખરાએલા હતા.

**મહેતાજી:**—કાલની વાતમાંથી કોઇને કાંઇ પૂછવું હોય તો પૂછો.

**મણિલાલ:**—મહેતાજી સાહેબ, શ્વેતકેતુના પિતાએ કહ્યું તેમ જો આ સર્વ પદાર્થો પરમેશ્વરના જ બનેલા હોય, તો તો એ પદાર્થો એ જ પરમેશ્વર !

**મહેતાજી:**—ના; એમ નથી. એ પદાર્થો પરમેશ્વરનાં રૂપ ખરાં, પણ એ પદાર્થો એ જ પરમેશ્વર નહિ. જે આ પૃથ્વીમાં રહે છે, છતાં જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે, જે પૃથ્વીને માંહ્ય રહ્યો રહ્યો ચલાવે છે—એ પરમેશ્વર. જે જળમાં રહે છે, જે વાયુમાં રહે છે, જે ચન્દ્ર સૂર્ય તારા પશુ પંખી મનુષ્ય વગેરે આ બ્રહ્માંડમાં ભરેલા અસંખ્ય પદાર્થોમાં રહે છે,—છતાં એ પદાર્થો જેને જાણતા નથી, એ પદાર્થો જેનું શરીર છે, એ પદાર્થોને માંહ્ય રહ્યો રહ્યો જે ચલાવે છે—એ **પરમેશ્વર.**

પણ માટી અને માટીનાં વાસણનું દૃષ્ટાન્ત આપ્યું તે સાંભળી તમને શંકા થઈ તે થવા જેવી છે. શ્વેતકેતુને પણ કદાચ થઇ હશે. તેથી એના પિતાએ જેમ બીજું દૃષ્ટાન્ત આપીને એ શંકા દૂર કરી તેમ હું પણ કરૂં.

છોકરાઓ, પેલો વડનો ટેટો લાવો. [ એક જણ લાવ્યો. ] અને ભાગો. ભાગીને જુવો એમાં શું છે ? [ એક જણે ભાગ્યો, અને સૌ એકઠા મળી, અંદર જોવા લાગ્યા. અંદર ઝીણા દાણા દેખાયા. ] છોકરાઓએ મહેતાજીને કહ્યું: **મહેતાજી** સાહેબ, આમાં તો ઝીણા ઝીણા દાણા દેખાય છે. **મહેતાજી** બોલ્યા: વારૂ; હવે એમાંનો એક ઝીણો દાણો લઇ ભાગો, અને જુવો એમાં શું દેખાય છે ? છોકરાઓએ એક દાણો લઇને ભાગ્યો અને જોયું, પણ તે બહુ ઝીણું હોવાથી કાંઇ જ દેખાયું નહિ. તેથી છોકરાઓ બોલ્યા: **મહેતાજી** સાહેબ, આ ભાગતાં તો કાંઇ જ દેખાતું નથી. **મહેતાજી** બોલ્યા: ત્યારે સમજો કે કાંઇ નથી દેખાતું એમ કહોછો એમાં જ આખું વડનું ઝાડ સમાઇ રહેલું છે. અને એ જ પ્રમાણે, આ જગતની માંહ્ય રહ્યો છતાં જે દેખાતો નથી તેમાં જ આ જગત્ સમાઇ રહેલું હતું અને તેમાંથી જ એ નીકળ્યું છે.

**હરિલાલ:**—પહેલેથી જ પિતાએ માટી અને ઘડાનું દૃષ્ટાન્ત આપવાને બદલે આ વડનું દૃષ્ટાન્ત આપ્યું હોત તો કેવું સારૂં ?

**મહેતાજી:** માટી અને ઘડાનું, સોનું અને સોનાનાં ઘરેણાંનું, લોઢું અને લોઢાનાં ઓજારનું–ઇત્યાદિ દૃષ્ટાન્ત આપવાની મતલબ એવી છે કે તે તે બનાવટની ચીજો ભાગો ફોડો તો પણ જે પદાર્થની એ બનેલી છે તે પદાર્થ તો હમેશાં કાયમ રહેવાનો જ. ઘડો ફૂટ્યો, પણ માટી ફૂટશે નહિ; ઘરેણાં ભાગશે, પણ સોનું એમનું એમ રહેશે: તેમ આ જગત્ પરમેશ્વરનું બનેલું છે, અને એ ભાગી જાય ફૂટી જાય તોપણ પરમેશ્વરનો નાશ થવાનો નથી. પણ આ વડ સૂકાઇ જાય કે બળી જાય તો એનાં બીજ રહે નહિ. વળી આ બીજ અને ઝાડને છૂટાં પણ પાડી શકાય. પણ એ રીતે પરમેશ્વરને અને આ સૃષ્ટિને એક બીજાથી છૂટાં પાડી શકાય નહિ. એટલી વડ અને બીજના દૃષ્ટાન્તમાં ખામી છે.

**હરિલાલ:** એક દૃષ્ટાન્તમાં એક ખામી, બીજામાં બીજી ખામી !

**મહેતાજી:** ખરૂં; કોઇ પણ દૃષ્ટાન્ત પરમેશ્વરને પૂરેપૂરૂં લાગુ પડતું નથી એ આથી સમજાય છે. આપણે જે જે દાખલા લઇએ છીએ તે એનું સ્વરૂપ કાંઇક કાંઇક, જેવું તેવું, સમજાવવા માટે જ છે.

---

'જે આ પૃથ્વીમાં રહે છે'—'અન્તર્યામિ બ્રાહ્મણ'માંથી.
આ પૅરેગ્રાફ વિદ્યાર્થીએ લક્ષપૂર્વક વિગતવાર સમજવો. હિન્દુધર્મમમાં માનેલું ઉત્તમમાં ઉત્તમ ઈશ્વરનું સ્વરૂપ સમજવા માટે આ જરૂરનું છે.

ચિત્ત સ્થિર રાખીને કાળજીથી વાચવામાં આવે તો આ પૅરેગ્રાફમાં ન સમજાય એવું કશું નથી.

દૃષ્ટાન્ત=દાખલો.

ઈત્યાદિ=વગેરે.

---

૧૩.

# ઈશ્વરઃ દેખાતો નથી, પણ અનુભવાય છે.

**છોકરાંઓઃ** મહેતાજી સાહેબ, ઇશ્વર દેખાતો નથી ત્યારે એ ક્યાં રહેલો હશે?

**મહેતાજીઃ** આ જગતના કણેકણમાં એ ભરેલો છે. આ વાત શ્વેતકેતુના પિતાએ શ્વેતકેતુને એક સારા દૃષ્ટાન્તથી સમજાવી છે.

પિતાએ કહ્યુંઃ "ભાઇ, પેલા પાણીમાં એક મીઠાનો કકડો નાંખ, અને સવારમાં એ લઇ મારી પાસે આવજે."

શ્વેતકેતુએ એમ કર્યું, અને બીજે દહાડે વ્હાણે મીઠાના પાણીનો પ્યાલો લઇ પિતા પાસે ગયો. પિતાએ કહ્યુંઃ "શ્વેતકેતુ, પેલો મીઠાનો કકડો તેં પાણીમાંઃનાંખ્યો છે તે લાવ." શ્વેતકેતુએ પાણીમાં હાથ ફેરવ્યો, પણ એ કકડો બિલકુલ જણાયો નહિ કારણ કે તદ્દન ઓગળી ગયો હતો. તેથી તેણે કહ્યું. "પિતાજી, એ તો જણાતો નથી." પિતાઃ "તો હવે આ પાણી ઉપરથી ચાખી જો, અને કહે કેવું લાગે છે?" શ્વેતકેતુએ ચાખ્યું અને કહ્યુંઃ "ખારૂં." પિતાઃ "વચ્ચે આચમની નાંખીને કાઢ, અને ચાખી જો, કેવું લાગે છે?" શ્વેતકેતુઃ "ખારૂં." પિતાઃ "તળીએથી ચાખી જો, કેવું લાગે છે?" શ્વેતકેતુઃ "ખારૂં." પિતાઃ "એ મીઠું કાઢી નાંખીને મારી પાસે લાવ." શ્વેતકેતુઃ "એ શી રીતે નીકળે? એ તો પાણીમાં નિત્ય ભળેલું જ રહેવાનું." પિતાઃ "ત્યારે એ જ પ્રમાણે સમજ કે પરમેશ્વર અહીં

જ છે, છતાં તું જોઇ શકતો નથી કે એ અહીં જ છે: માત્ર એને ચાખવાથી જ, એનો રસ લેવાથી જ, એ જણાય છે; એટલે કે, પરમેશ્વર આંખે દેખાતો નથી, પણ અનુભવમાં લઇ શકાય છે, અને એ રીતે એ છે એમ આપણને ખાતરી થાય છે.

મણિલાલઃ—મહેતાજી સાહેબ, આ વાતમાં મીઠાને બદલે સાકર કહી હોય તો કેવું સારૂં ?

મહેતાજીઃ—ઘણું સારૂં; પરમેશ્વર સાકર જેવો મીઠો છે. પણ તમે જ જરા કહો ને કે ખારા પદાર્થને તમે 'મીઠું' કેમ કહો છો ?

મણિલાલ મહેતાજીનું કહેવું સમજી ગયો, અને જોયું કે પોતે બંધાઇ ગયો.

મણિલાલ:—ખરૂં, સાહેબ; મીઠા વગર સઘળી રસોઇ ફીકી લાગે છે: રસોઇમાં ગળપણ વિના ચાલે, પણ મીઠા વિના ચાલે નહિ.

મહેતાજીઃ ત્યારે સમજો કે પરમેશ્વર વગર આ જગતની સઘળી રસોઇ ફીકી છે.

---

કણ=દાણો.
આચમની=આચમન કરવાની મ્હોંમાં પાણી લેવાની અને ખાવાની અસલી ઘાટની ચમચી.

---

૧૪.

# ઈશ્વર એક કે અનેક ?

મહેતાજીઃ છોકરાંઓ, આજ સુધીમાં તમે હિન્દુધર્મનાં શાસ્ત્ર પ્રમાણે ઇશ્વર વિષે આટલી વાત જાણી:

(૧) આ વિશ્વમાં સઘળી શક્તિ ઇશ્વરની છે—સંભારો, યક્ષ અને દેવોની વાત.

(૨) સઘળું એનું જ બનેલું છે: એનામાંથી ઉત્પન્ન થયું છે એનામાં જ રહે છે અને અન્તે એનામાં જ સમાઇ જવાનું છે. જેમ માટી અને ઘડો, સોનું અને ઘરેણાં.

(૩) પણ આ દેખાય છે તે જ પદાર્થો ઇશ્વર નથી: એ તો એ પદાર્થની અન્તરમાં રહેલો છે, અને તે નજરે દેખી શકાતો નથી—જેમ વડનાં ઝીણાં બીજ.

(૪) જોકે એ નજરે દેખી શકાતો નથી, પણ ચાખીએ તો ચખાય છે, એનો રસ લઇ શકાય છે—જેમ પાણીમાં ભળેલું મીઠું વા સાકર.

હવે, કહો—ઇશ્વર વિષે બીજું શું જાણીશું ?

ચૂનીલાલ: મહેતાજી સાહેબ, ઇશ્વર એક કે ઘણા ?

મહેતાજી: **ઈશ્વર એક.** આ સઘળું વિશ્વ એક છે, એના સઘળા પદાર્થો એકઠા વસે છે, એક બીજા સાથે સંધાએલા ગૂંથાએલા છે, અને એક જ રચનાનાં અંગો છે. આ તળાવમાં કાંકરો નાંખો; પાણીનાં કુંડાળાં કેવાં થતાં જાય છે! એક ઠેકાણે પાણી હાલે છે તો તેની અસર આખા તળાવમાં ફેલાય છે. તમે મ્હોટાં શહેરોમાં, એકાદ કાપડ બનાવવાનું કારખાનું તો જોયું હશે. ન જોયું હોય તો આ એક ન્હાની સરખી ઘડીઆળ જ જુવો: એમાં ચક્રો કેવાં એક બીજા સાથે જોડાએલાં છે—એક ફરે છે તો બીજું ફરે છે, બીજું ફરે છે તો ત્રીજું ફરે છે. એ જ રીતે આ વિશ્વનું પણ સમજવું. સૂર્ય ચન્દ્ર તારા પૃથ્વી એક બીજાથી લાખો અને કરોડો જોજન દૂર છે, તથાપિ એ સર્વ એક જ ઘડીઆળનાં ચક્ર છે, અને તેથી એ સર્વનો રચનાર એક જ હોવો જોઇએ: એક ન હોય તો એ સૌ વચ્ચે કેટલો બધો ગરબડાટ મચી જાય ? હજી આ ચક્રો તો સૌ એક જ કામ—ફરવું—કરતાં દેખાય છે, છતાં પણ તમે એમને એક બીજાથી છૂટાં પાડી શકો છો; પણ આપણા શરીરનાં જે અવયવો છે તેઓનાં કામ એક બીજાથી તદ્દન જુદાં જુદાં છે, છતાં તેઓ એક બીજાથી છૂટાં પાડી શકાતાં નથી, અને સૌ મળી એક જ—જીવવાનું—કાર્ય કરે છે. તે શાથી ? સૌની અંદર એક જ આત્મા રહેલો છે તેથી. જેમ આપણા શરીરનાં અવયવો, અને એમને એકઠાં રાખી ચલાવનાર એક આત્મા—તેમ આ વિશ્વ, અને એમાં રહેલો **પરમાત્મા,** મ્હોટો આત્મા, પરમેશ્વર.

આ માટે હિન્દુધર્મનાં શાસ્ત્રોમાં આ વિશ્વને પરમેશ્વરનું શરીર કહ્યું

છે, અને પરમેશ્વરને એની અંદર વસતો જીવ—આત્મા—કહેલો છે. એ મહાન પુરુષને હજારો મસ્તક છે, હજારો આંખ છે, હજારો પગ છે: બીજી રીતે વર્ણવીએ તો, આકાશ એ એનું માથું છે, સૂર્ય ચન્દ્ર એ એની આંખો છે, વાયુ એ એના શ્વાસોચ્છ્વાસ છે, વગેરે વગેરે.

ચુનીલાલ:—ત્યારે પરમેશ્વર તો મ્હોટો દૈત્ય જેવો !

મહેતાજી:—ના; પરમેશ્વર મ્હોટો, પણ તે દૈત્ય જેવો નહિ. મ્હેં તમને થોડાક દિવસ ઉપર કહ્યું હતું તે ભૂલી ગયા? પરમેશ્વરને વર્ણવવા માટે આપણે જેટલા દાખલા લઇએ તેટલા અધૂરા છે. આ વિશ્વને પરમેશ્વરનું શરીર કહ્યું, અને પરમેશ્વરને એમાં વસતો જીવ કહ્યો એનો અર્થ એવો કે આ સર્વ વિશ્વમાં વસતો પરમેશ્વર એક છે, એ સર્વ પદાર્થોને એકઠા રાખી, સર્વની અંદર રહી. સર્વને ચલાવે છે. ઘડીઆળી જેમ બહાર રહીને ઘડીઆળનાં ચક્ર ગોઠવે છે, અને ઘડીઆળને કૂંચી દઇને આઘો ઊભો રહે છે—તેમ પરમેશ્વરનું નથી. એ તો આપણા શરીરમાં જેમ જીવ, તેમ આ આખા વિશ્વમાં પ્રવેશીને રહેલો છે.

---

અંગ=અવયવ, ભાગ.
જોજન=યોજન, ચાર ગાઉ, આઠ માઇલ.
વિશ્વ—પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર વગેરે મળીને થએલું આ આખું જગત્.
ચક્ર=ચક્કર.
એ મહાન પુરુષ=પરમાત્મા.
પ્રવેશીને=પેશીને.

---

## ૧૫.

# "તેત્રીસ કરોડ દેવ."

કાન્તિલાલ:—મહેતાજી સાહેબ, આપ કહોછો તેમ હિન્દુધર્મમાં પરમેશ્વર એક છે, ત્યારે 'તેત્રીસ કરોડ દેવ' કહેવાય છે તે શું ?

મહેતાજી:—પરમેશ્વર એક છે, પણ એના પ્રકાશનાં સ્થાન અસંખ્ય છે. આ વિશ્વના સૂર્ય તારા પૃથ્વી વગેરે અગણિત પદાર્થોમાં એની અગ-

ણિત શક્તિઓ પ્રકાશે છે તેથી દેવો કરોડો છે એમ કહેવાય છે.

હરિલાલ:—ત્યારે આ તો પેલી આપણી વાંચનમાળાની બાળપોથીની કવિતા !

"ગણ્યા ગણાય નહિ,
વીણ્યા વિણાય નહિ,
છાબડીમાં માય નહિ,
તોય મારા આભલામાં* નાથ.

આકાશે પલકે,
ને ઝીણું ઝીણું મલકે,
અંધારી રાતે એ દેવકેરી આંખો,
નાનકડી ઉઘાડે તેજકેરી પાંખો."

મહેતાજી:—એમ જ. પણ આપણા ધર્મમાં દેવ 'તેત્રીસ કરોડ' જ કેમ કહેવાયા એ જાણવા જેવું છે. 'કરોડ'નો મૂળ સંસ્કૃત શબ્દ 'કોટિ' છે. 'કોટિ' એટલે માથાં,† ગણવાના પદાર્થો. આદિત્ય ૧૨ કહેવાય છે, રુદ્ર ૧૧, વસુ ૮, અને તે ઉપરાંત દેવોના રાજા ઇન્દ્ર ૧, અને ઉત્પન્ન થએલી વસ્તુ માત્રના પતિ, પાલન કરનાર ધણી, સ્વામી, પ્રજાપતિ ૧. એમ મળીને ૩૩. ૩૩ કરોડ—'કોટિ'—દેવ એટલે દેવોનાં કુલ માથાં ૩૩.

છોકરાંઓ 'તેત્રીસ કરોડ દેવ'નો આ અર્થ જાણી અચંબો પામ્યાં, અને લોક આવી બાબતમાં કેવાં અજાણ છે એમ દરેકને વિચાર આવ્યો. સૌને પોતપોતાના મનની શંકાઓ મહેતાજીને પૂછી લઇએ એમ થયું.

---

અસંખ્ય=સંખ્યા થાય નહિ, ગણાય નહિ એટલા.
પાલન=રક્ષણ.
શંકા=શક.

---

* બાળપોથી પ્રમાણે, આનો અર્થ અહીં દર્પણ અથવા આરસી સમજવાનો છે. બીજો ઊંડો અર્થ વધારે સારો છે, પણ તે વિના આ ઠેકાણે ચાલશે.

પ્રકાશનાં સ્થાન—'દેવ:' दिव् દીપવું ધાતુ ઉપરથી.

† કુલ પચીસ માણસ છે એમ કહેવું હોય તો કુલ પચીસ માથાં છે એમ આપણે કહીએ છીએ એ અર્થમાં, 'કોટિ' એટલે વર્ગ, જાત, પ્રકાર એમ અર્થ પણ કરવામાં આવે છે. પણ જો કે આદિત્ય ૧૨ તો પણ એમનો વર્ગ તો ૧ જ કહેવાય, તેથી હું પહેલો અર્થ કરું છું.

૧૬.

# ત્રિમૂર્તિઃ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર (શિવ).

બીજે દહાડે, રમાકાન્ત કરીને એક ચાલાક છોકરો હતો તેણે ધર્મ-શિક્ષણનું કામ શરૂ થતાં જ એકદમ મહેતાજીને પ્રશ્ન પૂછ્યોઃ

મહેતાજી સાહેબ, આપણામાં શિવ વિષ્ણુ એમ જુદા જુદા દેવ કહેવાય છે તે શું ?

**મહેતાજીઃ**—આ ઠીક પ્રશ્ન પૂછ્યો. આપણામાં કેટલાક એવા હડહડતા વૈષ્ણવ હોય છે કે જે 'શિવવું' શબ્દ પણ ન વાપરે, કારણ કે એમાં 'શિવ'નું નામ દેવાઇ જાય! તે જ પ્રમાણે ઘણા શૈવો પણ વિષ્ણુની નિન્દા કરે છે. આ બહુ ખોટું છે. મદ્રાસ ઇલાકામાં કોઇ કોઇ વાર અજ્ઞાન અને સ્વાર્થથી શૈવ અને વૈષ્ણવ વચ્ચે ભારે ઝઘડા થયા હતા, તેમાંથી આપણાં શાસ્ત્રોમાં શિવ અને વિષ્ણુની નિન્દાના શ્લોકો ઘુસી ગયા છે, અને એને આપણા કેટલાક અ-જ્ઞાન ભાઇઓ શાસ્ત્ર સમજે છે! હવે આ વિષયમાં ખરી વાત શી છે એ હું તમને કહું છું. પણ વિષય જરા કઠણ છે માટે ધ્યાન દઇને સાંભળજો.

કેટલાક વખત ઉપર મેં તમને 'ઇશ્વર' શબ્દની વ્યાખ્યા આપી હતી એ તો તમને યાદ હશેઃ "જેનામાંથી આ સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે; જેનાથી ઉત્પન્ન થઇને જીવે છે; અને જેના પ્રત્યે જાય છે, જેમાં પ્રવેશ કરે છે—એ **પરમાત્મા**." આ વ્યાખ્યામાં પરમેશ્વર સંબન્ધી ત્રણ વાતો આવીઃ (૧) એક તો એ કે એ જગતનો **સર્જનાર** છે; (૨) બીજી એ કે એ એનો **રક્ષણ કરનાર** છે; અને (૩) ત્રીજી એ કે એ એનો **સંહાર કરનાર**, એટલે કે પોતામાં હરી લેનાર, લઇ લેનાર, મેળવી દેનાર છે. આ ઉત્પત્તિ, સ્થિતિ યા રક્ષણ, અને સંહાર યા લય—ત્રણ-ક્રિયાઓને લઇ, પરમેશ્વરને ત્રણ રૂપે વર્ણવવામાં આવે છેઃ

(૧) એક **બ્રહ્મા**, એટલે કે જે પરમેશ્વરમાંથી આ વિશ્વ બઢે છે, વધે છે, અર્થાત્ ઊગે છે અને ફાલે છે તે;*

* —વધવું ઉપરથી. બીજમાંથી જેમ વૃક્ષ વધે છે, એટલે ઊગે છે અને ફાલે છે તેમ.

(૨) બીજું **વિષ્ણુ**, એટલે કે જે પરમેશ્વર આ જગત્‌માં આત્મારૂપે પ્રવેશેલો રહી આ જગત્‌નું રક્ષણ કરે છે તેઃ એ રક્ષણ માટે એ અવતાર પણ લે છે;

અને (૩) ત્રીજું, **રુદ્ર**—જે પરમાત્મા પ્રલયના તોફાની અને ધૂઘવતા પવન અને અગ્નિરૂપે આ જગત્‌નો સંહાર કરે છે તે. પણ કેટલાક કહે છે કે આ જગત્ પોતે જ એક તોફાન રૂપ છે, અને એ શમી જાય તો એ જેમાં શમી જાય છે એવો એક પરમાત્મા જ રહે, તેથી રુદ્રનું જ બીજું નામ **શિવ**: જે સંહાર કરનાર તે જ સુખકારી. વળી તમને યાદ હશે કે વેદમાં અગ્નિ છે તે સર્વ વસ્તુને બાળીને ભસ્મ કરી નાંખે છે તેમ ઘેર ઘેર વશી સૌને સુખ આપનાર પણ એ છેઃ આ શુભ કલ્યાણકારી અગ્નિ તે જ 'શિવ.' અગ્નિની ઊભી જ્વાળા એ શિવની મૂર્તિ (શિવલિંગ) છે; અગ્નિની જ્વાળા સાથે ધૂમાડાની કાળી પીળી ગૂંથણી તે શિવની જટા, અગ્નિ પધરાવવાની વેદિ (કુંડ) તે શિવની જળાધારી; અને અગ્નિમાં હોમાતું ઘી તે શિવ ઉપર થતો જળનો અભિષેક—આ રીતે વેદની અગ્નિપૂજા તે જ પુરાણની શિવપૂજા છે. અને તે જ કારણથી શૈવ સંપ્રદાયમાં ભસ્મનો આટલો બધો મહિમા છે.*

---

હડહડતા=અત્યન્ત દુરાગ્રહી. | વેદિ=ઓટલી, કુંડ. | ભસ્મ=વિભૂતિ, રાખ.

---

૧૭.

# ગણપતિ અને માતા.

હમણાં થોડા જ દિવસ ઉપર ગણપતિ-ઓચ્છવના દહાડા ગયા હતા, અને તે પછી નવરાત્ર પૂરાં થઇ, ગઇ કાલે જ શ્રીમંત સરકાર મહારાજા

* વેદમાં અગ્નિને "વૃષભ મહાન દેવ" કહ્યો છે, તેમાં 'વૃષભ' 'મહાન દેવથી' છૂટો પડી—મહાદેવ સામો બેસતો પોઠીઓ બન્યો ઇત્યાદિ વિશેષ વિગત આપતાં બાળકોના ગૂંચવાડો થઇ જાય માટે તે અત્રે આપવામાં આવી નથી.

સાહેબની દસેરાની સ્વારી ચઢી હતી. તેથી સૌના મનમાં અત્યારે ગણુપતિ, માતાજી અને રામ—રાવણ એ નામ તાજાં રમી રહ્યાં છે.

**મહેતાજીઃ**—છોકરાંઓ, બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર અથવા શિવ એ ત્રણ જુદા જુદા દેવ નથી, પણ એક જ પરમેશ્વરનાં ત્રણ વિશેષણ-નામો* છે એ તમે સમજ્યા. એમાંથી વિષ્ણુ અને શિવની પૂજા થતી તો તમે સૌ કોઇ જાણોછો. પણ બ્રહ્માની પૂજા થતી તમે જોઇ છે?

**વેણીલાલઃ**—ના, સાહેબ. કહે છે કે ફક્ત અજમેર પાસે પુષ્કર નામે એક તળાવ છે તેને કાંઠે એક સુન્દર શ્વેત પાષાણની બ્રહ્માની મૂર્તિ છે, અને એની પૂજા થાય છે.

**મહેતાજીઃ**—ખરૂં. પણ હું કહું છું કે તમે બધાંએ હમણાં થોડા દિવસ ઉપર જ, બ્રહ્માની—અથવા તો જેના નામમાં બ્રહ્મા શબ્દ આવે છે એવા એક દેવની—પૂજા થએલી જોઇ છે, અને કદાચ કેટલાંકે તો કરી પણ હશે.

સૌ છોકરાં આ સાંભળી અચંબો પામ્યાં, અને આ શી રીતે એ ન સમજાયાથી એક બીજા સામું જોવા લાગ્યાં.

**મહેતાજીઃ**—તમે સર્વેએ હમણાં થોડા જ દિવસ ઉપર ગણપતિ ઓચ્છવ નથી કર્યો? ગણુપતિપૂજા એ બ્રહ્મા, અથવા બ્રહ્મણસ્પતિ એ નામના દેવની પૂજા છે. 'બ્રહ્મ' એટલે પરમેશ્વરના સ્તુતિ, વેદના મન્ત્રઃ આપણા ઋષિઓ માનતા કે પરમેશ્વરની સ્તુતિ થકી જ આ જગતમાં હરકોઇ વસ્તુ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધિ પામે છે. તેથી એ સ્તુતિના દેવ—'બ્રહ્મા'—તે આ સૃષ્ટિના સર્જનાર, એમનું જ મ્હોટું નામ 'બ્રહ્મણસ્પતિ'—એટલે બ્રહ્મના—સ્તુતિરૂપી વાણીના—પતિ, દેવ. આ બ્રહ્મણસ્પતિને વેદમાં એક ઠેકાણે 'ગણોના પતિ, ગણુપતિ' એવું વિશેષણ લગાડયું છે, તેથી બ્રહ્મણસ્પતિ એ ગણુપતિ કહેવાયા. 'ગણુ' એટલે ટોળાં, સમૂહ. પ્રભુની સ્તુતિરૂપી વેદમન્ત્રોનાં જે ટોળાં, ગણુ, તેના પતિ તે ગણુપતિ. પ્રભુની સ્તુતિ કરવાથી સર્વ વિઘ્ન નાશ પામે, તેથી દરેક શુભ કામ કરતાં પહેલાં ગણુપતિના પૂજા વા સ્મરણ કરવામાં આવે છે. ચોપડામાં પહેલું 'શ્રીગણેશાય નમઃ' એટલે શ્રી ગણુપતિને નમસ્કાર એમ લખાય છે; ગામ જતાં પણ

* જેમકે, લોહકાર, લોહાર—એ મૂળ ક્રિયાવાચક વિશેષણ હોઇ નામરૂપે વપરાય છે.

એમનું નામ લેવાય છે; અને વિવાહ જનોઇ વગેરે શુભ પ્રસંગે ગણપતિ બેસાડયા પછી જ બધું કામ થાય છે. વાણીના પતિ બ્રહ્મણસ્પતિ એ †વિદ્યાના દેવ, તેમ ગણપતિ પણ વિદ્યાના દેવ છે. તેથી છોકરાંઓને નિશાળે બેસાડે છે ત્યારે પણ મુખ્ય ગણપતિનું જ સ્મરણ કરે છે.

વેણીલાલ:—ત્યારે, મહેતાજી સાહેબ, વિદ્યાના દેવનું સ્મરણ કર્યાથી જ સર્વ વિઘ્નો નાશ પામે છે એમ આમાંથી નીકળ્યું. કેવું સારૂં!

મહેતાજી:—એમ જ. પ્રભુની સ્તુતિ કરીએ અને વિદ્યા ભણીએ તો સઘળી જાતની અડચણો દૂર થાય એમ આપણાં શાસ્ત્રો કહે છે.

હવે, બીજું સાંભળો. નવરાત્રમાં દેવીની પૂજા ગઇ. એ '**દેવી**' તે પરમેશ્વરની આ વિશ્વમાં દીપતી શક્તિ.* એનાથી આ સઘળું જગત્ ઉત્પન્ન થયું છે તેથી એને આપણે 'અંબિકા'† અથવા 'માતાજી' પણ કહીએ છીએ. એ પરમેશ્વરની શક્તિ ત્રણ તરેહની છે: એક તો વિદ્યા, જેને **સરસ્વતી** કહે છે.—જે આ વિશ્વમાં એક નદીની માફક વહ્યાં કરે છે; બીજી આ વિશ્વમાં પથરાએલી સુન્દરતા, જે પ્રભુનું ચિહ્ન છે, જેનાથી આપણને પ્રભુનું ભાન થાય છે: આ **લક્ષ્મી**;+ ત્રીજી, આ વિશ્વમાં સુન્દરતા સાથે જે વિકરાળતા રહેલી છે—જે પ્રભુની પ્રચંડ શક્તિ સર્વ પદાર્થોનું ભક્ષણ કરે છે તે.

છોકરાંઓ, કહો વારૂ એવી કયી શક્તિ છે કે જે સર્વ પદાર્થોનું ભક્ષણ કરે છે?

મતિલાલ: કાળ.

મહેતાજી:—ખરૂં. ત્યારે સર્વ જગતનું ભક્ષણ કરવા મ્હોં ફાડીને ઊભી રહેલી પ્રભુની આ ત્રીજી શક્તિનું નામ **કાળી** યા **ચંડી**. પણ જેમ **રુદ્ર** એ જ **શિવ**, તેમ કાળી તે જ **ગૌરી**—ગોરાં શિવનાં પત્ની, મંગળકારી પરમેશ્વરની સફેત ઉજ્જવળ શક્તિ—જેની, છોકરીઓ ગોર્યોમાં પૂજા કરે છે.

---

† બ્રહ્મણસ્પતિનું ટૂંકું રૂપ બૃહસ્પતિઃ એ દેવોના ગુરુ, અને સર્વ વિદ્યાના ભંડાર કહેવાય છે તે પણ આ રીતે જ.

* **દિવ્**—દીપવું ઉપરથી.

† 'અંબિકા' એટલે જ માતા, મા.

+ લક્ષ્મ ચિહ્ન ઉપરથી.

આ રીતે **મહાકાળી, મહાલક્ષ્મી** અને **મહાસરસ્વતી** એવાં ત્રણ, પ્રભુની શક્તિનાં, રૂપ થયાં. અને એ શિવ યા રુદ્ર, વિષ્ણુ, અને બ્રહ્મા—એ ત્રણનાં ત્રણ પત્ની કહેવાય છેઃ બ્રહ્મા એ વાણીના દેવ, અને એમનાં પત્ની સરસ્વતી—વાણીની દેવી; વિષ્ણુ એ જગતમાં પ્રવેશેલા પ્રભુ, અને એમનાં પત્ની લક્ષ્મીજી, સુન્દરતાની મૂર્તિ; અને રુદ્ર એ સંહાર કરનાર ઇશ્વર–' **મહાકાલેશ્વર** '—અને એમનાં પત્ની **મહાકાળી**, સર્વ પદાર્થનું ભક્ષણ કરનારી શક્તિ.

**મતિલાલ**:—મહેતાજી સાહેબ, મહાકાળીને સિંહ કે વાઘ ઉપર બેસાડે છે તે એ સર્વનું ભક્ષણ કરનારી શક્તિ છે તેથી?

**મહેતાજી**: એમ જ. અને સરસ્વતીને હંસ ઉપર બેસાડે છે. કવિઓ કહે છે કે હંસ પક્ષી મોતીનો ચારો ચરે, અને દૂધ પાણી એકઠાં હોય તો જુદાં કરી એમાંથી દૂધ પી લે અને પાણી રહેવા દે. તે જ પ્રમાણે સરસ્વતી અથવા વિદ્યા—તે જે સુન્દર અને સત્ય હોય તેનું જ ગ્રહણ કરે છે અને જે ખોટું અને કચરો હોય તેને છાંડી દે છે. લક્ષ્મીજી વિષ્ણુ સાથે ગરુડ ઉપર બેસે છે એનો અર્થ ઊંડો છે અને તે તમારાથી ઝટ સમજાશે નહિ, તેથી કહેતો નથી.

**મતિલાલ**:—મહેતાજી સાહેબ, માતાજીએ એક પાડાના રૂપવાળા દૈત્યને માર્યો અને તે પ્રમાણે કેટલાક રાજાઓ દસેરાને દહાડે પાડો મારે છે એ શું હશે? અમારાથી સમજાય એવું હોય તો કહો.

**મહેતાજી**:—આપણા હૃદયનું ઘોર અંધારૂં, અજ્ઞાન એ જ પાડો. જુવો આપણા વિદ્વાન મહારાજા સાહેબ આ પાડાનો અર્થ કેવો સારો સમજે છે, અને તેથી નિર્દોષ પ્રાણીનો જીવ ન લેતાં આપણા અજ્ઞાનરૂપી પાડાને જ મારે છે.

છોકરાંઓ આ ખુલાસો સાંભળી રાજી રાજી થઇ ગયાં.

---

શુભ=સારા.
વિકરાળતા=ભયંકરતા, બીહામણાપણું.
પ્રચંડ=ભયંકર.
મંગળકારી=શુભકારી.
છાંડી=છોડી.
ગ્રહણ=લેવું.
દૈત્ય=રાક્ષસ. પાડાના રૂપવાળો દૈત્ય=મહિષાસુર
ઘોર=ભયંકર, જાડું.

૧૮.

# અવતાર.

મહેતાજી:—છોકરાંઓ, તમને પેલી બાળપોથીમાં ' ચાંદા 'ની કવિતા છે એ યાદ છે?

મહેતાજી બાળપોથીની કવિતા કેમ પૂછતા હશે? એમ સૌ છોકરાં આશ્ચર્ય પામ્યાં. પણ ઘણાને એ મધુરી કવિતા યાદ હતી તેથી એક જણુ બોલ્યો.

કાન્તિરાયઃ—હા, સાહેબ; હું બોલું?

" મા, મને ચાંદલીઓ વહાલો,
ચાંદલીઓ વહાલો,
મા, મને રમવાને આલો,
નવ લખ તારા વીણી મા,
મારા ગજવામાં ઘાલો;
મા, મને ચાંદલીઓ વહાલો."

છોકરાએ આ એક કડી ગાઇ. મહેતાજીએ કહ્યુંઃ "બસ હવે કહો, એ છોકરૂં ચન્દ્રમાને ગજવામાં ઘાલવા શા માટે માગતું હશે?"

કાન્તિરાયઃ—ચન્દ્રમા બહુ ગમે એવો છે તેમાં.

મહેતાજી:—ત્યારે કહો, ઇશ્વર પણ તમારી પાસે હોય તે તમને ગમે કે ન ગમે?

રાધાકાન્તઃ—ગમે જઃ એ દેખાતો હોય, એની જોડે આપણાથી વાતચિત થતી હોય તો કેવું સારૂં!

મહેતાજી:—વિચારચન્દ્ર, તું શું કહે છે?

વિચારચન્દ્રઃ—રાધાકાન્ત કહે છે એ ખરૂં છે; પણ ઇશ્વર શી રીતે દેખાય? એની જોડે વાતચિત શી રીતે થઇ શકે? એ કાંઇ આ મેજ કે ઝાડ જેવો છે કે એને આપણે નજરે જોઇ શકીએ? તેમ માણસ જેવો પણ નથી કે એને આપણે જોઇ શકીએ અને એની જોડે વાતચિત પણ કરી શકીએ.

મહેતાજી:—ખરૂં. હવે એક બીજું પૂછું તે કહો: ઈશ્વર ક્યાં રહેતો હશે? આપણી પાસે કે આઘે?

વિચારચન્દ્ર:—પાસે તેમ જ આઘે: દૂરમાં દૂર તારામાં, તેમ જ પાસેમાં પાસે આપણા હૃદયમાં. કવિ દલપતરામની એક કવિતા વાંચેલી મને યાદ આવે છે. એમાં એ કહે છે:

"આસપાસ આકાશમાં, અન્તરમાં આભાસ,
શ્વાસશ્વાસની પાસ પણ વિશ્વપતિનો વાસ."

મહેતાજી:—ત્યારે એ દેખાતો કેમ નથી?

વિચારચન્દ્ર:—કારણ કે એને શરીર નથી.

મહેતાજી:—શરીર હોય તો દેખાય, નહિ વારૂ?

વિચારચન્દ્ર:—હા, સાહેબ.

મહેતાજી:—પણ મારે શરીર છે જ તો; હું તમને ક્યાં દેખાઉં છું?

વિચારચન્દ્ર:—આ દેખાઓછો ને?

મહેતાજી:—એ તો મારૂં શરીર દેખાય છે.

વિચારચન્દ્ર:—પણ શરીરમાં તમે છો ને?

મહેતાજી:—ત્યારે હવે તે જ પ્રમાણે સમજવું કે—આ વિશ્વરૂપી શરીરમાં પણ પ્રભુ રહેલો છે. અને આમ દૂરમાં દૂર પ્રભુ આપણી પાસેમાં પાસે આવેલો છે: એ એનો '**અવતાર,**' એટલે નીચે ઊતરી આવવું છે. પણ આ વિશ્વમાં ઊતરી આવવું એ તો એનો સામાન્ય અવતાર. પણ એ ઉપરાંત એના કેટલાક વિશેષ અવતાર પણ થાય છે. પ્રભુ આ વિશ્વના કણેકણમાં ભરેલો છે, છતાં આપણાં જેવાં સાધારણ મનુષ્યો એને જોઇ શકતાં નથી. પણ જ્યારે એ અમુક પદાર્થમાં કે અમુક મનુષ્યમાં પ્રકટ થાય છે, ત્યારે આપણે એને તુરત ઓળખી શકીએ છીએ.

ચુનીલાલ:—મહેતાજી સાહેબ, એવાં ક્યાં સ્થળ પદાર્થો કે મનુષ્યો હશે કે જેમનામાં પ્રભુનો અવતાર આપણે જોઇ શકીએ?

મહેતાજી: આ વિશ્વમાં જે જે સુન્દર પ્રતાપી કે અદ્ભુત શક્તિવાળું હોય એ સર્વમાં.

ચુનીલાલ:--ત્યારે જગતના બધા મ્હોટા મ્હોટા પુરુષોમાં પ્રભુનો અવતાર?

મ્હેતાજી: હા.

વિચારચન્દ્ર: પણ સાહેબ, એમાં તો ઘણા દુષ્ટ પુરુષો પણ હોય છે.

મ્હેતાજી: ખરૂં. પણ દુષ્ટતા એ મ્હોટાઇ નથી. મ્હોટાઇ જગતનું કલ્યાણ કરવામાં છે. પોતાના જ્ઞાનથી, ન્યાયથી, પ્રેમથી, ઉપદેશથી વગેરે ઘણી ઘણી રીતે જેઓ દુનીઆ ઉપર ઉપકાર કરે છે તેઓમાં પ્રભુનો અવતાર છે એમ જાણવું. પ્રભુ કાંઇ ઉંચે આભલામાં બેઠા બેઠા આ જગત્ ચલાવતો નથી. એ તો આપણી અંદર વશીને કામ કરે છે. ભગવદ્ગીતામાં કૃષ્ણ ભગવાન કહે છે કે જ્યારે જ્યારે ધર્મ કરમાઇ જાય છે અને અધર્મ ખડો થાય છે ત્યારે હું સત્પુરુષોનું રક્ષણ કરવા માટે અને દુષ્ટોનો નાશ કરવા માટે અને આ રીતે ધર્મનું ફરી સ્થાપન કરવા માટે અવતાર લઉં છું.

જગત્નું રક્ષણ કરવું એ કામ વિષ્ણુનું છે, અને તેથી ઘણુંખરૂં વિષ્ણુના જ અવતાર થતા મનાય છે. એવા અવતાર દસ અથવા (બીજી લાંબી ગણતરી પ્રમાણે) ચોવીસ કહેવાય છે. એમાંના કેટલાક માત્ર પરમેશ્વરનું સ્વરૂપ સમજાવવા માટે બનાવેલાં દૃષ્ટાન્ત છે—જેમકે કૂર્માવતાર: કાચબો જેમ અંગ સંકોચે છે અને પ્રસારે છે તેમ પરમાત્મા પણ આ સૃષ્ટિરૂપી અંગ પોતામાં સંકોચી લે છે અને પાછું ફેલાવે છે; કેટલાક જગત્ને ફક્ત બોધ આપનાર મહાપુરુષો છે જેમકે, ઋષભદેવ, કપિલ, બુદ્ધ; કેટલાક દુષ્ટોને હણી જગતનું રક્ષણ કરવા માટે છે—જેમકે, નરસિંહ, પરશુરામ, રામ અને કલ્કિ; અને કેટલાક બોધ અને રક્ષણ બંનેને માટે છે—જેમકે કૃષ્ણ.

---

અન્તરમાં આભાસ=અંદર હૃદયમાં જે તેજ જેવો દેખાવ થાય છે તેમાં.
આભલું=આકાશ, ગગન.
ખડો=ઊભો, ટટાર.
સંકોચે છે=માંહ્ય ખેંચી લે છે.
પ્રસારે છે=બહાર ફેલાવે છે.
હણી=મારી.

૧૯.

# રામ અને કૃષ્ણ.

**વિષ્ણુ**ના સર્વ અવતારોમાં **રામ** અને **કૃષ્ણ** એ બે અવતારો મુખ્ય ગણાય છે. **નારાયણ**, **વાસુદેવ** ઇત્યાદિ નામે પણ વિષ્ણુ ભજવામાં આવે છે, પણ ઘણે ભાગે વૈષ્ણવ પન્થવાળા રામને નામે અથવા તો કૃષ્ણને નામે વિષ્ણુને ભજે છે.

**નારાયણ**—એટલે 'નર' કહેતાં મનુષ્યો-જીવો, તેઓનો સમૂહ તે 'નાર,' 'અયન' એટલે કે સ્થાન, ઠેકાણું. પરમેશ્વર સર્વ પ્રાણિમાત્રનું ઉત્પત્તિનું, વસવાનું, તેમજ છેવટે જવાનું ઠેકાણું છે.

**વાસુદેવ**—**વસુદેવ**ના પુત્ર **વાસુદેવ**, **કૃષ્ણ** એમ એક અર્થ થાય છે. પણ ઇશ્વિરરૂપે જ્યારે એનો અર્થ લેવાનો હોય છે ત્યારે પ્રાણિમાત્રમાં વસતા, પ્રાણિમાત્રને વસાવતા,* અને એમાં દીપતા-પ્રકાશતા†-એવા પરમાત્મા એમ અર્થ કરવામાં આવે છે.

**રામ**—પ્રાણિમાત્રમાં રમતા અને એમને રમાડતા એવા પ્રભુ. **દશરથ** રાજાના પુત્ર, અને **સીતા**ના પતિ એ એમનું સ્થૂલ અવતારી રૂપ. એ અવતારની હકીકત તમે સૌએ ઘણીવાર વાંચી હશે અને સાંભળી હશે. પણ એ અમૃત પીતાં કોણ ધરાયું છે? માટે એને ફરી ટૂંકામાં સંભારી જઇશું. રામાવતારમાં રહીને પ્રભુએ પિતાનું વચન પાળ્યું, **ભરત**ને રાજપાટ સોંપી પોતે **સીતા** અને **લક્ષ્મણ** સહવર્તમાન વનમાં ગયા—**સીતા**જીને પંચવટીમાંથી **રાવણ** હરી ગયો ત્યારે એમની શોધમાં દક્ષિણ તરફ ગયા, ત્યાં **સુગ્રીવ** અને **હનુમાન** સાથે મૈત્રી કરી, **હનુમાન**ને **સીતા**જીની શોધ માટે મોકલ્યા, **હનુમાન** સમુદ્ર ઓળંગી લંકામાં ગયા, ત્યાં અશોક વનમાં—રાતદિવસ રામ નામનું રટણ કરતાં-**સીતા**જીને જોયાં અને એમને મળ્યા. **હનુમાન**ને પાછા જઈ **સીતા**ની ભાળ લાગ્યાની હકીકત **રામ**ને કહી; **રામ** સમુદ્ર ઉપર સેતુ બાંધી વાનરની સેના સાથે **લંકા**માં ઉતર્યા, **રાવણ** સાથે યુદ્ધ કર્યું, **રાવણ**ને માર્યો, **રાવણ**ના ભાઇ **વિભીષણ**ને ગાદી ઉપર બેસા-

---

* **वासु**, † **देव** = **दिव्** ધાતુ ઉપરથી.

ડ્યો, અને સીતાને લઇ અયોધ્યા પાછા આવ્યા. ત્યાં ન્યાયથી અને પ્રજાનું મનરંજન કરીને રાજ્ય કર્યું. અને સમય આવતાં સ્વધામ પધાર્યા. એક વચન, એકપત્નીવ્રત, ધૈર્ય—ન્યાય—અને પ્રજા-રંજનઃ એ ગુણો માટે રામાવતાર પ્રસિદ્ધ છે.

કૃષ્ણઃ—"જ્યારે જ્યારે ધર્મ કરમાઇ જાય છે અને અધર્મ ઊભો થાય છે—ત્યારે સત્પુરુષોના રક્ષણ માટે અને દુષ્ટ પુરુષોને હણવા માટે" જેણે અવતાર લીધો છે—એવા પ્રભુ. એમના અવતારી જીવનના ત્રણ ભાગ છેઃ એક તો ગોકુલના કૃષ્ણ; બીજા દ્વારકાના કૃષ્ણ; અને ત્રીજા અર્જુનના સખા, કુરુક્ષેત્રના યુદ્ધમાં એનું સારથિપણું કરનાર, અને વિષમ પ્રસંગે એને ઉપદેશ દેનાર. ખરી પરમાત્માની ભક્તિ જેવી ઋષિઓના યજ્ઞમાં નથી તેવી આહીરોના પ્રેમમાં છે, તેમાં પણ જેવી એ પુરુષોમાં નથી તેવી સ્ત્રીઓમાં છે, અનેક દેવની ઉપાસનામાં નથી પણ એક પ્રભુને શરણે જવામાં છે—એ ગોકુલ-લીલાનો ઉપદેશ. દ્વારકામાં રાજ્ય સ્થાપી યાદવોની રાજ્યસત્તા કેવી વિસ્તારી, પોતાનો ગૃહસ્થાશ્રમ કેવો ચલાવ્યો, જરાસન્ધ વગેરેને મારીને અનેક રાજાઓને કેવા બન્દીખાનેથી છોડવ્યા, વગેરે—દ્વારકાનું રાજજીવન. પાંડવો સાથે સગપણ અને સ્નેહના કારણે કરીને યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞમાં મ્હેમાનોના પગ ધોવાનું નમ્રતાભર્યું કામ પોતે લીધું; કૌરવ પાંડવના યુદ્ધ પહેલાં બને ત્યાં સુધી યુદ્ધ ન થાય તો ઠીક તેટલા માટે દુર્યોધનને સમજાવવા પોતે ગયા. દુર્યોધને ન માન્યું, યુદ્ધની તૈયારી થઇ. બંને સૈન્ય સામસામાં ગોઠવાઇ ગયાં. કૃષ્ણ અર્જુનના સારથિ થયા. પણ જે ઘડીએ અર્જુનનો રથ કૌરવની સેના સામે લાવીને ઊભો રાખ્યો ત્યાં અર્જુનને સામી ઓળમાં સગાંવહાલાં વડીલ ગુરુ ઊભેલા જોઇ લઢતાં આંચકો આવ્યોઃ એની છાતી ધ્રુજી, હાથમાંથી ધનુષ્ય પડી ગયું, શરીરે પરશેવા છૂટી ગયા, અને કૃષ્ણને હાથ જોડી પૂછવા લાગ્યોઃ "ભગવન્! આ સ્નેહી-સંબન્ધીઓ સામે શસ્ત્ર કેમ ઊપાડાય? ઉપાડું તો પાપ લાગે; કુટુમ્બનો ક્ષય થઈ જાય; અને લઢીને પણ જીતીશું જ એની શી ખાતરી? માટે મને કહો તેમ કરૂં. લઢું કે ન લઢું?—મને તો કશી સૂઝ પડતી નથી." તે વખતે કૃષ્ણે અર્જુનને એક વિશાળ ઉપદેશ દીધો છે—જે ઉપદેશમાં સર્વ ધર્મનો સમાવેશ થઇ જાય છે. એ ઉપ-

દેશ 'ભગવદ્ગીતા'ને નામે પ્રસિદ્ધ છે અને હિન્દુધર્મના સર્વ આચાર્યો અને ગુરુઓ-શૈવ હો વા વૈષ્ણવ હો—તે સર્વે એને માન આપે છે. ભગવદ્ગીતામાં બીજા અનેક સિદ્ધાન્તો સાથે એક સાદી પણ કિંમતી વાત આ સમજાવી છે કે અર્જુનને અત્યારે જેવો કઠણ પ્રસંગ આવ્યો છે તેવા આ સંસારમાં મનુષ્યને ઘણા પ્રસંગો આવે છે, તે વખતે પોતાની લાગણી, હાર જીત, સુખ દુઃખ, શત્રુ મિત્ર,—એના વિચારો ન કરતાં દરેકને પ્રભુએ જે કામ સોંપ્યું હોય તે ધર્મ સમજીને, પ્રભુ ખાતર, પ્રભુને શરણે રહી, પ્રભુમાં ભક્તિ રાખી, કરવું: પ્રભુએ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રને પોતપોતાના ગુણ અને કર્મ પ્રમાણે જુદાં જુદાં કામ સોંપ્યાં છે, જનસમાજ ચાલવા માટે સર્વ જરૂરનાં છે: એમાં કોઇ પણ કામ કરવાથી પાપ લાગતું નથી, માત્ર હૃદય ચોખ્ખું અને પ્રભુપરાયણ જોઇએ.

---

સ્થૂલ=જાડું, જાડી બુદ્ધિથી પણ સમજાય એવું; આંખેથી દેખાય એવું; સૂક્ષ્મ-બારીક ઊંડા વિચારથી સમજાય એનાથી ઉલટું.

મૈત્રી=દોસ્તી.

સેતુ=પૂલ.

વાનર=વાંદરાં.

રંજન=ખુશી.

લીલા=રમત, ગમત.

રાજસૂયયજ્ઞ=મ્હોટા રાજાનો યજ્ઞ.

વિષમ=કઠણ.

એક પત્નીવ્રત=એકજ સ્ત્રી પરણવી; જીવતાં કે મૂઆ પછી પણ બીજી નહિ.

ધૈર્ય=ધીરજવાળી શાન્તિ હિંમત.

સખા=મિત્ર.

આહીર=ભરવાડ, ગોવાળ.

જનસમાજ=લોકવ્યવહાર.

પરાયણ=એ જ જેને મુખ્ય વાત છે એવું; એને જ લાગેલું.

---

૨૦.

# ચાર પુરુષાર્થ.

મહેતાજી:—છોકરાંઓ, આપણે શરૂઆતમાં બાંધેલી ધર્મની વ્યાખ્યા તો તમને યાદ હશે:

પરમેશ્વરને ઓળખવો—ભજવો, એને ગમતાં કામ કરવાં, જેથી આપણા અને સૌના આત્માનું ભલું થાય—એનું નામ "**ધર્મ.**" એમાંથી પરમેશ્વરને ઓળખવા તથા ભજવા માટે પરમેશ્વરનું સ્વરૂપ હિન્દુધર્મમાં કેવું માન્યું છે એ મેં તમને બતાવ્યું. હવે કેવાં કામ કરવાથી પ્રભુ રાજી રહે છે એ વિષય ઉપર આવીએ.

**મણિલાલ:**—તમે કહેશો, કેવાં કામ કર્યા હોય તો પ્રભુ રાજી રહે?

**મણિલાલ:**—નીતિનાં.

**મહેતાજી:**—પણ નીતિ એટલે શું?

**મણિલાલ:**—સાચું બોલવું, પ્રામાણિકપણે ચાલવું, કોઇનું ભલું કરવું, વગેરે.

**મહેતાજી:**—ખરૂં. અને આ બાબત ઉપર આપણે આગળ જતાં વિશેષ વિચાર કરીશું. પણ તે સાથે કોઇ તમને એમ પૂછે કે કમાવું ખરૂં કે નહિ? તો તમે શું કહેશો?

**મણિલાલ:**—કમાવું ખરૂં જ: ઉદ્યોગ કરવો, અને પૈસો કમાવો, પણ તે પ્રામાણિકપણે જ.

**મહેતાજી:**—વળી કોઇ તમને એમ પૂછે કે—કમાઇને સુખ ભોગવવું કે નહિ? તો તમે શું કહેશો?

**મણિલાલ:**—બેશક, સુખ ભોગવવું—પણ તે નિરુદ્યમી રહીને કમાયા વગર નહિ, તેમ એશઆરામીનું પણ નહિ.

**મહેતાજી:**—વળી કોઇ તમને પૂછે કે કમાવું, સુખ ભોગવવું—તે સાથે પ્રભુભક્તિ કરવી, કાંઇક પરલોકનો વિચાર કરવો, એ પણ ખરૂં કે નહિ? તો તમે શું કહો?

**મણિલાલ:**—સાહેબ, એ પણ ખરૂં જ.

**મહેતાજી:** ત્યારે હવે સાંભળો: તમે આજ હિન્દુ ધર્મશાસ્ત્રનો એક મ્હોટો સિદ્ધાન્ત સાધારણ વિચાર કરતાં કરતાં શીખી ગયા. તે એ કે મનુષ્યના જન્મ્યાનું સાર્થક્ય (પ્રયોજન, ફળ) ચાર પુરુષાર્થ સાધવામાં, અને બનતાં સુધી એ ચારેની એક બીજા સાથે મેળવણી કરવામાં રહેલું છે. એ પુરુષાર્થ તે—**ધર્મ, અર્થ, કામ,** અને **મોક્ષ.**

(૧) '**ધર્મ**' એટલે નીતિનિયમો, અમુક કરવું અમુક ન કરવું એવી આજ્ઞાઓ—જે ઉપર જનસમાજ ટકી રહ્યો છે.*

(૨) '**અર્થ**' એટલે દ્રવ્ય, પૈસો–જે મેળવવા માણસ રાત દિવસ દોડયાં કરે છે†

(૩) '**કામ**' એટલે કામના, સુખ ભોગવવાની ઇચ્છા.

(૪) '**મોક્ષ**' એટલે બન્ધનમાંથી છૂટવું તે; આ સંસારમાં આપણે જે અજ્ઞાન દુઃખ અને પાપથી ઘેરાએલા છીએ એમાંથી છૂટવું તે.

**હરિલાલ:**—મહેતાજી સાહેબ, આપણે ધર્મથી ચાલીએ એટલાથી જ આપણે પાપ અને દુઃખમાંથી ન છૂટીએ?

**મહેતાજી:**—છૂટીએ; પણ તે જો આપણે 'ધર્મ'—શબ્દ વિશાળ અર્થમાં સમજીને ચાલીએ તો જ. પણ ધર્મ એટલે નીતિના નિયમો જ સમજીએ, તો પરલોક અને પરમેશ્વરના વિચાર અને પરમેશ્વરની ભક્તિ એ વગેરે મ્હોટા મ્હોટા વિષય રહી જાય, અને એ વિના આપણું મનુષ્યજીવન વ્યર્થ જ સમજવું. તે માટે હિન્દુ ધર્મશાસ્ત્રમાં ધર્મ ઉપરાંત મોક્ષ ગણાવ્યો છે.‡

**ચુનીલાલ:**—મહેતાજી સાહેબ, ત્યારે સૌમાં આ ચોથો પુરુષાર્થ મ્હોટામાં મ્હોટો.

---

* **धृ** ધારણ કરવું ઉપરથી—જે જનસમાજનું ધારણ કરે છે, જેના ઉપર જનસમાજનો આધાર (એ જ ધાતુ ઉપરથી) છે.

† **ऋ**—જવું ધાતુ ઉપરથી.

‡ પ્રથમ એ બેને એકઠા કરી ત્રણ પુરુષાર્થ ગણાવવામાં આવતા: ધર્મ અર્થ અને કામ; અને એને 'ત્રિવર્ગ'-ત્રણનો વર્ગ–કહેતા. જુવો બાલોપયોગી ધર્મશિક્ષણ.

મહેતાજી:—હા; પણ તે પહેલા વગર બની શકતો નથી. પરમેશ્વરની ભક્તિ, પરમેશ્વરનું જ્ઞાન, એ નીતિ વિના બનતું નથી. તેથી ધર્મ યાને નીતિ એ સર્વનો પાયો છે. અર્થ અને કામ એ પણ પુરુષાર્થ છે—કારણ કે પૈસો કમાવો અને સુખ ભોગવવું એથી પરમેશ્વર નારાજ નથી—પણ એ બંનેને ધર્મ અને મોક્ષના પેટામાં રાખવા જોઇએ.

---

એશઆરામી=ચેનબાજી.
વિશાળ=બહોળા, પહોળા.
સાર્થક્ય=પ્રયોજન, ફળ.
વ્યર્થ=ફોકટ, એળે ગએલું.
યાને=અથવા.
નારાજ=નાખુશ.

---

૨૧

# ચાર વર્ણ:

મહેતાજી:—છોકરાંઓ, તમે આટલું સમજ્યાં કે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે લક્ષમાં રાખીને ચાલીએ ત્યારે આપણું જીવન પૂરેપૂરું સફળ થાય. પણ તમને કોઈ એમ પૂછે કે ધર્મ એટલે શું? પૈસો કેમ કમાવો? સુખ કેમ ભોગવવું? પ્રભુને શી રીતે જાણવો?—તો તમે શું કહેશો?

પોપટલાલ:—થોડું થોડું કહીએ, પણ એના બરાબર જવાબ દેતાં ન આવડે. વિદ્યા ભણ્યા વગર આ બધું બરાબર સમજાતું નથી.

મહેતાજી:—ખરૂં; વિદ્યા એ સર્વ પુરુષાર્થની સિદ્ધિનું મૂળ છે. વિદ્યા વિના કાંઇ જ થઇ શકતું નથી. તે માટે દેશમાં પુષ્કળ શાળાઓ જોઇએ, શિક્ષકો જોઇએ, અને ઉપદેશકો જોઇએ.

પણ, છોકરાંઓ,—પ્રભુ ન કરે ને—ધારો આ જ ક્ષણે આપણી શાળામાં ધાડ પડે! તો?

**અર્જુનલાલ:**—પણ તે કેમ પડે ? આપણા મહારાજ સાહેબ આપણું રક્ષણ કરે છે. એમણે પોલીસ ખાતું રાખ્યું છે એનું કામ છે કે લૂટારાઓને પકડવા અને સજા કરાવવી.

**મહેતાજી:**—પણ લૂટારાઓ શસ્ત્ર લઇને મારવા આવે તો ?

**અર્જુનલાલ:**—બનતાં સુધી પકડવા, નહિ તો પછી મારવા.

**મહેતાજી:**—ખરૂં. ત્યારે આટલું ધ્યાનમાં રાખો કે જનસમાજમાં જેમ વિદ્વાન ગુરુઓ અને ઉપદેશકોનો એક વર્ગ જોઇએ, તેમ બીજો પ્રજારક્ષણ અને શસ્ત્ર ગ્રહણ કરનારનો વર્ગ પણ જોઇએ.

પણ કહો: શાળાના ગુરુઓના અને પોલીસખાતાના નિભાવ માટે પૈસા જોઇએ તે?

**માણેકલાલ:**—( વિચાર કરીને ) સરકાર આપણી પાસેથી કર લે છે એમાંથી એ પૈસા આવે.

**મહેતાજી:**—પણ લોકો પાસે પૈસા જ ન હોય તો ?

**માણેકલાલ:**—આપણે ભણીએ અને ઉદ્યોગ કરીએ તો આપણા મહારાજ સાહેબ જેવાના રક્ષણ નીચે આપણે કેમ પૈસો પેદા ન કરી શકીએ ?

**મહેતાજી:**—તારો જવાબ એક રીતે ખરો છે. પણ લોક માત્ર કર આપીને બેશી રહે અને શ્રીમંત મહારાજ સાહેબ રક્ષણ કરે—એટલાથી મ્હોટી મ્હોટી વિદ્યાશાળાઓ, દવાખાનાંઓ, રેલવે, પૂલ, ધર્મશાળા વગેરે લોકહિતનાં જે અસંખ્ય સાધનો જોઇએ એ પૂરાં પડી શકે નહિ. આપણામાંથી કેટલાક માણસો ખેતીમાં સુધારો કરી, નવા નવા હુન્નરો કાઢી, તથા દેશ પરદેશ વેપાર ચલાવી પુષ્કળ ધન કમાય, જે ધનનો લોકના કલ્યાણમાં ઉપયોગ થાય, તો જ આપણે સુખી સ્થિતિમાં રહી શકીએ. તે માટે જનસમાજમાં આ જાતનું કામ કરનારા કેટલાક ધનવાન અને ધન કમાનાર પુરુષો જોઇએ જ. આ જનસમાજનો ત્રીજો વર્ગ.

હવે એક કહો: આ ધનવાન પુરુષો ધન પેદા કરે છે, પણ દુનીઆમાં કોઇ મજૂર જ ન હોય તો ધન પેદા થઈ શકે ખરૂં ?

**સેવકલાલ:**—ના, સાહેબ. હું એક વખત મ્હારા પિતા સાથે મુંબાઈ જોવા ગયો હતો ત્યાં બંદરની ગોદીમાં, ત્યાંથી પછી જી. આઈ. પી.

રેલ્વેમાં મધ્યહિન્દુસ્થાન તરફ અમે ગયા. ત્યાં રસ્તામાં ડુંગરમાં તાતાનું વીજળી ઉત્પન્ન કરવાનું કારખાનું છે ત્યાં, અને છેવટે અમે મધ્યહિન્દુસ્થાનમાં તાતાને લોઢાને કારખાને પહોંચ્યા ત્યાં—બધે ઠેકાણે અમે બિચારા મજૂરોને જ કરોડો રૂપિયાનું ધન ઉત્પન્ન કરતા જોયા.

**મહેતાજી**:—ખરૂં. પણ આપણી પાસે જ જુવોને: આપણી નિશાળમાં સિપાઈ વાસીદું વાળી રાખે છે એટલાથી જ આપણને આપણા કામમાં કેટલી બધી સગવડ મળે છે? માટે મજૂર એ જનસમાજનો ચોથો મ્હોટો વર્ગ છે. પણ એટલું ધ્યાનમાં રાખવું કે લોઢું ગાળવાની અને વીજળી પેદા કરવાની વિદ્યા ન હોય, બ્રિટિશ રાજ્ય જેવું રક્ષણ કરનારૂં કોઈ ન હોય, અને તાતા જેવા હિંમતવાન ધનિકો ન હોય તો આવાં કારખાનાં પણ ન હોય, અને બિચારા મજૂરોને ગુજરાન ચલાવવું મુશ્કેલ પડે. માટે ખરૂં જોતાં જનસમાજમાં ચારે વર્ગની જરૂર છે.

તે માટે હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ જનસમાજના ચાર વર્ગ બાંધ્યા છે—જે 'વર્ણ' કહેવાય છે. 'વર્ણ' એટલે ધંધાનું વર્ણન, રંગ, જાત. એ ચાર વર્ણ તેઃ

(૧) **બ્રાહ્મણ**:—જેમનું ખાસ કામ, વિદ્યા ભણવા-ભણાવવાનું, અને ધર્મનો ઉપદેશ દેવાનું છે.

(૨) **ક્ષત્રિય**:—જેમનું ખાસ કામ, પ્રજાનું રક્ષણ કરવાનું, અને યુદ્ધમાં લઢવાનું છે.

(૩) **વૈશ્ય**:—જેમનું ખાસ કામ, ઢોર ખેતી હુન્નર વેપાર વગેરે સાધનથી ધન પેદા કરવાનું છે.

(૪) **શૂદ્ર**:—જેમનું ખાસ કામ, મજૂરી કરવાનું અને બીજા ત્રણ વર્ણને ઉપયોગી થવાનું છે.

---

પુરુષાર્થ=માણસે શોધવાની, કરવાની, મેળવવાની વસ્તુ.
ધાડ=લુટારાનું ટોળું.
શસ્ત્ર=હથીયાર.
નિભાવ=ચલાવવું.
જનસમાજ=માણસનું, લોકનું મંડળ.
ગોદી=વહાણમાંથી માલ ઊતારવાનું ઠેકાણું.
તાતા=મર્હુમ જમશેદજી નસરવાનજી તાતાનું કુટુમ્બ.

૨૨.

# ચાર વર્ણ: ૨.

મગનલાલ:—મહેતાજી સાહેબ, કહે છે કે અસલના વખતમાં આપણું જનમંડળ એકાકાર હતું અને પછી કાળે કરી એમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વિભાગ પડયા એ ખરૂં હશે?

મહેતાજી:—ખરૂં. જનમંડળ જ્યાં સુધી સાદી સ્થિતિમાં હોય ત્યાં સુધી એક માણસ અનેક ધંધા કરી શકે, પણ જેમ જેમ વસતી વધતી જાય અને નવી જરૂરિયાતો જાગતી જાય તેમ તેમ ધંધા વ્હેંચાતા જાય. ગામડામાં વાણીઆની દુકાને આટો દાળ વેચાય, પાસે કબાટમાં લુગડાંનાં ચાર થાન પણ મૂકયાં હોય, અને એક ખાનામાં પત્થરપેન કે સીસાપેન પણ પડી હોય. પણ શહેરમાં મોદીની કાપડીઆની અને વ્હોરાની દુકાનો જુદી જુદી હોય. લોઢાની શોધ થતાં પહેલાં હળ બનાવનાર સુતાર જ હોય; લોઢું જડયા પછી, સુતારી કામમાં એ કાંઈક લુહારી કામ પણ ઉમેરે; અને છેવટે લુહારી કામ વધી પડે એટલે સુતાર અને લુહાર જુદા થાય. એમ એકમાંથી અનેક ધંધા થાય અને જનસમાજના વર્ગ બંધાય. મૂળ એક જ વર્ણ હતો એમ મહાભારત અને ભાગવત વગેરે પુસ્તકો પણ કહે છે.

માનશંકર—પણ, મહેતાજી સાહેબ, કહે છે કે વેદમાં બ્રાહ્મણ એ મુખ છે, ક્ષત્રિય એ બાહુ છે, વૈશ્ય એ ઊરુ છે, અને શૂદ્ર એ પગ છે* એમ કહ્યું છે તે શું?

મહેતાજી:—એનો અર્થ તમે ન સમજ્યા? એનો અર્થ એવો નહિ કે એમને એક બીજાથી જુદા સમજવા; ઉલટું, એનો અર્થ તો એવો કે સૌ એક જ જનસમાજરૂપી મહાપુરુષ પરમાત્માનાં અવયવ છે એમ સમજવું: ભલે એક શરીરમાં એક અવયવ ઊંચે આવેલું હોય, એક નીચે આવેલું હોય, પણ તેથી કોઇને નકામું ધારવાનું નથી; ઉલટું એને એક જ પરમેશ્વરના શરીરના જ અવયવ તરીકે જોવાનું છે.

* કોનાં એ વિદ્યાર્થીને યાદ રહ્યું નથી, અને તેથી જ એની ભૂલ થાય છે. મહેતાજી એ ભૂલ બતાવશે.

મતિલાલઃ—( આશ્ચર્ય સાથે ) ત્યારે મહેતાજી સાહેબ, આ તો સૌ એક છે એમ અર્થ કરવો જોઇએ તેને બદલે સૌ જુદા છે એમ અર્થ લોક કરે છે! કેવું અજ્ઞાન!

મહેતાજીઃ—એમ જ. તમે જ વિચારોને કે એમ ન હોત તો આ વાત ખાસ પુરુષસૂક્તમાં * —જેમાં એક પરમાત્માનો ખાસ બોધ કરેલો છે– એમાં જ શા માટે મૂકત? પણ તમારા સમજવામાં થોડોક ફેર રહ્યો છે એ હું કાઢી નાંખું: સૌ એક નહિ, પણ સૌ મળીને એક—સૌ એક શરીરનાં જ અવયવ.

માનશંકરઃ—મહેતાજી સાહેબ, ત્યારે હિન્દુધર્મ પ્રમાણે કોઇ વર્ણ ઊંચ નીચ નહિ?

મહેતાજીઃ—ધર્મ પ્રમાણે, નહિ જ. લોકમાં એની મેળે એ ઊંચા નીચા ગણાઇ જાય, પણ ધર્મ તો એ સૌ એક જ પરમાત્માનાં અવયવ છે એમ જ બોધ કરે. અને તેથી વેદમન્ત્ર આપણને કહે છે કે—ભાઇઓ! તમારામાં ઊંચા નીચાના—પોતપોતાના કામ પ્રમાણે†—ભેદ પડી ગયા છે, પણ સૌ એક જ મહાપુરુષનાં અંગ છે એમ સમજજો.

સૌ વિદ્યાર્થીને આ સાંભળી—પોતે જુદા જુદા વર્ણના હોવા છતાં ઊંચા નીચાપણાનું અભિમાન જતું રહ્યું.

હરિલાલઃ—મહેતાજી સાહેબ, હવે મારે ફક્ત એક પૂછવાનું છેઃ હિન્દુ-ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણ કુળમાં જન્મે તે બ્રાહ્મણ કે વિદ્વાન હોય હોય અને વિદ્યા ભણાવે તે બ્રાહ્મણ?

મહેતાજીઃ--મૂળ તો કર્મ અને ગુણ પ્રમાણે જ, એટલે કે ધંધાને લીધે અને ધંધાની અસર માણસના સ્વભાવ ઉપર થાય છે તેને લીધે,

* વેદમાં મહાપુરુષ પરમાત્માના વર્ણનનું એક પ્રખ્યાત કાવ્ય છે તે.

† આંખ કાન નાક અને જીભ એ જ્ઞાનેન્દ્રિયો મુખમાં આવેલી છે અને મુખ વડે ઉપદેશ કરાય છે તેથી વિદ્વાન અને ઉપદેશક બ્રાહ્મણ વર્ગ તે મુખ. બાહુ-વતી શસ્ત્ર ઝાલી લઢાય છે અને રક્ષણ કરાય છે તેથી ક્ષત્રિય તે બાહુ. ધન પેદા કરનાર વર્ગ તે વૈશ્ય અને શૂદ્ર—તેમાં વૈશ્ય ઉપર, અને શૂદ્ર નીચે; કારણ કે એક શેઠ, અને બીજો ચાકર; પણ બંને સળંગ એક બીજા સાથે જોડાએલા, કારણ કે મજૂર ઉપર ધનની ઉત્પત્તિનો આધાર ( સંભારો તાતાના કારખાનાની ઉપલા પાઠમાં આપેલી વાત ). વળી આખું શરીર–મુખ અને બાહુ સુદ્ધાંત–પગ ઉપર ટકી રહે છેઃ પગની આ ઉપયોગિતા એ આખા દેહને એની સેવા.

વિભાગ પડેલા. પણ આખો જનસમાજ એક જ ધંધે ચઢીને દેશનું હિત બગાડે નહિ—જેમકે બૌદ્ધકાળમાં હજારો સ્ત્રીપુરુષો કાંઇ પણ વિચાર્યા વગર ભિક્ષુ અને ભિક્ષુણી થઇ ગયાં અને અત્યારે આખો જર્મન દેશ લઢાઇને વ્યસને ચઢી ગયો તેમ ન થાય—તે માટે, તથા બાપદાદાનો ધંધો સહેલાઇથી શીખી શકાય છે અને એમાં પ્રવીણતા મેળવી શકાય છે તે માટે, સાધારણ નિયમ એમ કરવામાં આવ્યો કે દરેકે પોતપોતાના કુળનો ધંધો કરવો. પણ આ સામાન્ય નિયમને ગુણ અને કર્મ પ્રમાણે ઘણા અપવાદ થતા. વિશ્વામિત્ર ક્ષત્રિય છતાં તપ વડે બ્રાહ્મણ થયા હતા; કવષ ઐલૂષ શૂદ્ર છતાં એની ધાર્મિકતા જોઇને ઋષિઓએ એને પોતાના મંડળમાં લીધો હતો; અને જાનશ્રુતિ પૌત્રાયણ નામે એક શૂદ્ર રાજા પણ બ્રહ્મજ્ઞાન મેળવી શક્યો હતો. અને આવા બીજા ઘણા દાખલા આપણાં પ્રાચીન પુસ્તકોમાં વાંચવામાં આવે છે.

ગુણવંતરાયઃ—મહેતાજી સાહેબ મને એક પ્રશ્ન થાય છેઃ આ ચાર વર્ણમાંથી આટલી બધી નાતો શી રીતે પડી હશે ?

**મહેતાજીઃ**—તેનું એક કારણ વૈશ્યોના જુદા જુદા ધંધાઓનાં જુદાં જુદાં મહાજનો બંધાયાં એ; બીજું કારણ, રાજકીય અંધાધુંધીના સમયમાં દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જે વસ્તી ગઇ તેણે પોતપોતાનાં મૂળ વતન પ્રમાણે જુદાં જુદાં ટોળાં બાંધ્યાં; અને તેમાં વળી સારા ખોટા રિવાજના ભેદથી, પરસ્પરના ઝઘડાથી વગેરે અનેક કારણોથી તડ પડતાં ચાલ્યાં ! પણ મૂળ હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તો—જનસમાજના માત્ર ચાર વર્ણો જ છે, અને તે પણ મૂળ એમનાં કર્મ અને ગુણ પ્રમાણે જ પડેલા છે, અને સૌ—મેં પહેલાં કહ્યું તેમ—હજારો મુખ હાથ પગવાળા જનસમાજરૂપી એક જ મહાપુરુષનાં અંગો છે એમ સમજવાનું છે.

---

એકાકાર=સળંગ એક આકારનું, કાંઇ પણ નાત જાતના ભેદ વગરનું.

મહાપુરુષ=મ્હોટો પુરુષ; આપણા શરીરમાં જેમ આત્મા ભરેલો છે, તેમ આખા વિશ્વમાં ભરેલો ઈશ્વર તે.

અવયવ=શરીરનો ભાગ.

વેદમન્ત્ર=વેદવાક્ય.

અપવાદ=જેને નિયમ ન લાગે તે, નિયમથી ઉલટા દાખલા.

વતન=રહેવાનું સ્થાન.

૨૩

# ચાર આશ્રમ.

મહેતાજી:—છોકરાંઓ, હિન્દુધર્મનાં પુસ્તકમાં જે વર્ણવ્યવસ્થા બાંધી છે એ સંબન્ધી આપણે આટલો બધો—લંબાણથી અને ઊંડા ઊતરીને વિચાર કર્યો,—કદાચ તમારામાંથી કોઇને કંટાળો પણ આવ્યો હશે—એનું કારણ તમે સમજ્યા ?

સુન્દરરામ:—હા સાહેબ; આપણા ધર્મમાં નાતજાતની બાબત મ્હોટી ગણાય છે, અને આજકાલ બધે નાતજાત જોઇએ કે નહિ એ વિષે બહુ વિવાદ થતો સાંભળીએ છીએ તેથી.

મહેતાજી—ખરૂં. પણ ધર્મ સાથે એનો ખરેખર સંબન્ધ ન હોત તો આ બાબત આટલી લાંબી ચર્ચા હું ન કરત. હિન્દુધર્મશાસ્ત્રમાં એ વ્યવસ્થા બાંધવાનો અને એને શાસ્ત્રની આજ્ઞા તરીકે મૂકવાનો મુદ્દો એવો છે કે જનસમાજની એવી કોઇક ગોઠવણ વગર ધર્મ અર્થ કામ અને મોક્ષ એમ ચારે પુરુષાર્થ સધાતા નથી.

હરિલાલ:—કદાચ ચારે ન સાધીએ અને એકાદ સાધીએ તો ન ચાલે ?

મહેતાજી:—કદાચ ચાલે, એકાદ જણ વાસ્તે. પણ આખા જનસમાજને ન ચાલે. કોઇ બહુ ઇશ્વરભક્તિ વાળો માણસ હોય તો તે એમ કહે કે—મારે પૈસો ન જોઇએ, સુખ ન જોઇએ, મારે કોઇ પાસે મજૂરી કરાવવી નથી, મને કોઇ મારી નાંખે તોપણ ભલે, પણ હું તો આ ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી પરમેશ્વરનું ધ્યાન જ કર્યાં કરીશ—અર્થાત્, મારે અર્થ અને કામની દરકાર જ નથી, મારે વૈશ્ય ક્ષત્રિય કે શૂદ્રની જરૂર નથી, હું તો માત્ર બ્રાહ્મણ જ રહેવા માગું છું-તો તે કદાચ બને. પણ તે આખા જનસમાજ માટે શી રીતે બને ? જનસમાજને ધન અને સુખ વિના કેમ ચાલે ? જનસમાજને ધન પેદા કરનાર ધનિકો, એમાં શારીરિક શ્રમ કરનાર મજૂરો, અને રક્ષા કરનાર ક્ષત્રિયો જોઇએ જ, જોઇએ.

હરિલાલ:—પણ જનસમાજને જોઇએ એમાં આપણે શું ?

મહેતાજી:—જનસમાજથી આપણે છીએ, એના કલ્યાણમાં આપણું કલ્યાણ છે એ કેમ ભૂલી જાઓ છો ? તેથી આપણી ધર્મની વ્યાખ્યામાં જ

આ વાત આવે છે કે પોતાનું જ નહિ પણ આખા જનસમાજનું ભલું થાય એમ કરવું. જનસમાજ પ્રભુએ કર્યો છે અને એના કલ્યાણ વગર આપણું કલ્યાણ નથી, માટે કોઇ પણ પ્રકારની જનસમાજની ગોઠવણ—એને ધર્મ સાથે ખરેખરો સંબન્ધ છે. આપણા શાસ્ત્રકારોએ એમના સમયમાં ઉપયોગી થાય એવી વ્યવસ્થા બાંધી હતી; તમને તમારા સમય પ્રમાણે જુદી જોઇતી હોય તો જુદી કરો—પણ કોઇ પણ પ્રકારની વર્ણવ્યવસ્થા તો જોઇશે જ. જે વ્યવસ્થા કરો તેમાં એટલું યાદ રાખજો કે તમને ધર્મની દરકાર હોય – અને હોવી જ જોઇએ—તો એ વ્યવસ્થામાં અર્થ અને કામ તે ધર્મ અને મોક્ષ ઉપર ચઢી ભાગવા ન જોઇએ. પાઇયા વગર અને છાપરા વગર વચલી ઇમારત કદી રહી તમે જોઇ છે?

છોકરાંઓને વર્ણવ્યવસ્થાનું હિન્દુધર્મમાં આટલું બધું મહત્ત્વ કેમ છે એ સમજાયું.

મહેતાજીઃ—છોકરાંઓ, હવે આપણે આગળ ચાલીએ હિન્દુધર્મના પેટામાં જેમ જનસમાજના ભલા માટે કેટલાક નિયમો બાંધ્યા છે, તેમ દરેકે પોતાનું ભલું શી રીતે કરવું એ વિષે પણ વિચાર કરીને જીંદગાનીનું એક સુન્દર 'ટાઇમટેબલ' ઘડી આપ્યું છે—તે એવી યુક્તિથી કે પોતાનું ભલું કરવાની સાથે સૌનું ભલું થાય. આ 'ટાઇમટેબલ' તે ચાર આશ્રમની ગોઠવણી છે. એ ચાર આશ્રમઃ (૧) **બ્રહ્મચર્યાશ્રમ,** (૨) **ગૃહસ્થાશ્રમ,** (૩) **વાનપ્રસ્થાશ્રમ** અને (૪) **સંન્યાસાશ્રમ.** 'આશ્રમ' નો સાદો અર્થ વીસામો થાય છેઃ જીવનની નીસરણીનાં ચાર પગથીઆં—વીસામા—તે આશ્રમ. પણ એનો ઊંડો અર્થ એમ બતાવવાનો છે કે ઋષિઓ જેમ વનમાં 'આશ્રમ' એટલે કે રહેવાનાં સ્થાન, રહેઠાણ—બાંધીને રહેતા અને એમાં પવિત્ર જીવન ગાળતા, તેમ સાધારણ મનુષ્ય પણ રહી જાણે તો તેને માટે જીવનના આ ચારે ભાગ ઋષિના આશ્રમ જેવા છે.

(૧) તેમાં પ્રથમ ભાગ **બ્રહ્મચર્યાશ્રમઃ** 'બ્રહ્મ' એટલે વેદની **વિદ્યા**, એ ભણવી એટલું જ નહિ પણ એને **આચરણમાં** ઊતારવી એનું નામ 'બ્રહ્મચર્ય'. આઠથી બાર વર્ષની ઉમ્મર થતાં સુધીમાં પિતા જનોઇ દે અને ગાયત્રીનો† ઉપદેશ કરે, એટલે વિદ્યાર્થી ગુરુને ઘેર જાય; ત્યાં અત્યન્ત સાદાઇ અને પવિત્રતાથી રહી ઓછામાં

ઓછાં બાર વર્ષ વિદ્યા ભણે, અને ગુરુની સેવા કરે. સેવા કરાવવામાં મુખ્ય હેતુ એવો કે વિદ્યાર્થી ન્હાનપણમાંથી જ નમ્રતા અને સાદાઇ શીખે. વળી બ્રહ્મચારીએ કેટલુંક દેહકષ્ટ પણ કરવાનું, જેથી મ્હોટપણમાં એ પોચો અને એશઆરામી ન થતાં મહેનતુ અને કઠણ થાય. એણે ગુજરાન કરવાનું ભિક્ષા માગીને: એ ભિક્ષા એણે જાતે ગામમાં ફરીને મેળવવી અને તે ગુરુ આગળ ધરીને ગુરુની આજ્ઞા પ્રમાણે ઉપયોગમાં લેવી: આથી વિદ્યાર્થી નમ્રતાપૂર્વક લોકમાં ફરતાં શીખતો, લોક સાથે સંબન્ધમાં આવતો, પોતાની મેળે પોતાનું ગુજરાન કરવાનું છે એ જાણતો; લોક વિદ્યાની કદર જાણતાં થા વિદ્યાને મદદ કરતાં શીખતા; અને ગુરુની શિષ્યના જીવન ઉપર દેખરેખ રહેતી. આ આશ્રમ એવો તો જરૂરનો ગણાતો કે શ્રીકૃષ્ણ જેવા પણ ગુરુને ઘેર આવી જ સાદાઇથી અને દેહકષ્ટ કરીને રહ્યા અને ભણ્યા છે.

(૨) આખું જીવન જેને વિદ્યાની સેવામાં ગાળવા ઇચ્છા હોય તે બ્રહ્મચર્યાશ્રમમાં જ રહે; કોઇક અત્યન્ત વૈરાગ્યવાળા મનનો હોય તે બ્રહ્મચર્યાશ્રમમાંથી સંન્યાસી થઇ જાય. પણ સાધારણ નિયમ વિદ્યા પૂરી કરી વીસ ચોવીસ વર્ષની ઉમ્મરે ઘેર આવી ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાનો હતો. **ગૃહસ્થાશ્રમ,** એટલે પરણવું અને ઘર માંડવું. ગૃહસ્થાશ્રમનો આધાર સ્ત્રી ઉપર છે તેથી સ્ત્રી પ્રત્યે **પ્રેમ** રાખવો એ આ આશ્રમનો મુખ્ય ધર્મ. મનુ ભગવાન કહે છે કે જે ઘરમાં સ્ત્રી પુરુષ એક બીજાથી રાજી હોય ત્યાં જ કલ્યાણ રહે છે: ને જ્યાં સ્ત્રી રાજી ત્યાં પ્રભુ રાજી. વળી આ આશ્રમનો બીજો મ્હોટો ધર્મ, દાન: જે આશ્રમમાં કમાવાનો હક તે આશ્રમમાં દાનની ફરજ. ગૃહસ્થાશ્રમમાં પોતપોતાના વર્ણ પ્રમાણે દરેકે ઉદ્યોગ કરી કમાવું અને સંસારનું સુખ ભોગવવું—પણ તે સદાચારમાં રહીને, અને પ્રભુને લક્ષમાં રાખીને. આ વાતનું સ્મરણ આપવા સારૂ પૂર્વે દરેક ઘરમાં 'અગ્નિહોત્ર' રાખવાનો રિવાજ હતો, અને પતિપત્ની સાથે બેશીને અગ્નિમાં આહુતિ આપતાં. પતિ—પત્ની તે 'દંપતી' કહેવાતાં: 'દમ' એટલે ઘર, એનાં બંને પતિ કહેતાં સ્વામી, ધણી, માલિક: ભાયડો ધણી અને બાયડી

† એનું બીજું નામ સાવિત્રી–સવિતા( સૂર્યનો ) વેદ મન્ત્ર.

ચાકરડી એમ નહિ. મનુ ભગવાન કહે છે કે—સર્વ આશ્રમમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, કારણ કે જેમ વાયુ ઉપર સર્વ પ્રાણીઓના પ્રાણનો આધાર છે તેમ ગૃહસ્થાશ્રમ ઉપર સર્વ આશ્રમનો આધાર છે, જેમ સઘળી ન્હાની મ્હોટી નદીઓ સમુદ્રમાં જઇને ઠરે છે તેમ બધા આશ્રમીઓનો વિશ્રામ ગૃહસ્થાશ્રમીને ત્યાં છે.

(૩) ગૃહસ્થાશ્રમ પછી **વાનપ્રસ્થાશ્રમ:** સંસારનું સુખ બહુ ભોગવ્યું, છોકરાંને ત્યાં છોકરાં થઇ ગયાં, હવે તો ઘરનો વહીવટ છોકરાંને સોંપી સંસારમાંથી નીકળી વનમાં જવું અને પરમાત્માનું ચિન્તન કરવું—એમ વિચાર કરી ગૃહસ્થ ઘરબાર ત્યજી, સ્ત્રી સાથે આવે તો સ્ત્રીને લઇ, વનમાં જાય છે. વનમાં જવાનું કારણ કે ત્યાં ફળમૂળ ખાઇને ગુજરાન થાય, અને કુટુમ્બ ઉપર પોતે ભારરૂપ થઇ ન પડે; પણ વિશેષ કારણ તો એ કે ત્યાં નિરન્તર સૃષ્ટિલીલા નીરખતાં પ્રભુનું ચિન્તન ઠીક થાય. અસલ તો સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓ પણ પત્ની-સહવર્તમાન વાનપ્રસ્થ થતા, પણ જતે દહાડે દેશમાં રાજકીય બંદોબસ્ત ઘટી જવાને લીધે વનમાં સ્ત્રી સાથે રહેવું અશક્ય થઈ પડયું, અને તેથી વાનપ્રસ્થાશ્રમ જતો રહ્યો. ટાઢ તડકો વેઠવાં, પ્રાણી માત્રમાં દયા રાખવી એટલે કે એમને સુખે સુખી અને દુઃખે દુઃખી થવું, મન પ્રભુમાં ચોંટાડવું, અને એના સ્વરૂપ સંબન્ધી ગ્રન્થો વાંચવામાં અને વિચારવામાં ઘણોખરો વખત કાઢવો—એ આ આશ્રમનો મુખ્ય ધર્મ છે.

(૪) વાનપ્રસ્થાશ્રમમાં હજી દુનીઆ સાથે કેટલોક સંબન્ધ રહે છે: જેમ કે આશ્રમ બાંધીને રહેવું, પત્ની સાથે આવે તો તેને પણ પરમાત્માનું ચિન્તન કરવામાં સાથે રાખવી, અને અતિથિ આવે તો તેનો પણ આશ્રમમાં સત્કાર કરવો, તથા કેટલાંક વ્રત હોમ વગેરે પણ કરવાં વગેરે. પણ વાનપ્રસ્થાશ્રમ પછી છેલ્લો **સંન્યાસાશ્રમ** છે, એમાં સઘળાં કર્મોનો અને સમ્બન્ધોનો 'સંન્યાસ' કહેતાં સંપૂર્ણપણે અને સારી રીતે ત્યાગ* કરવામાં આવે છે. સંન્યાસીએ ભિક્ષા માગીને-જે મળે તે એક વખત બપોરે ખાઇ લઇને—પરમાત્માનું ચિન્તન કર્યા કરવું, અને એક ગામ શહેર કે વનમાં પડી ન રહેતાં ચોતરફ ફરતા ફરવું અને પોતાના પવિત્ર જ્ઞાનથી જગતનું કલ્યાણ

* **સં**-સંપૂર્ણપણે, અને સારી રીતે; **ન્યાસ**-મૂકવું, મૂકી દેવું, ત્યાગ.

કરવું. એણે ક્રોધ પામેલા સામે ક્રોધ ન કરવો, અને ગાળ દે તો સામું કુશળ પૂછવું: અર્થાત્, શાન્ત દયાળુ ક્ષમાવાળી અને પરોપકારી વૃત્તિથી નિરન્તર રહેવું. આવા સંન્યાસાશ્રમના ધર્મ છે.

---

મુદ્દો=મુખ્ય હેતુ, મતલબ.
સાધવું=પ્રાપ્ત કરવું, મેળવવું.
વ્યવસ્થા=ગોઠવણ.
ખોળીયું=શરીર.
ટાઈમટેબલ=વખતનું પત્રક.
યુક્તિ=અક્કલવાળી ગોઠવણ.
વીસામો=વિશ્રામ, વિશ્રામ લેવાનું ઠેકાણું.
દેહકષ્ટ=શરીરનું દુ:ખ, મુસ્કેલી.
ગુજરાન-નિર્વાહ, નિભાવ.
નિરન્તર=હમેશાં, ક્ષણેક્ષણ.
વૈરાગ્ય=સંસારની વસ્તુ ઉપર પ્રીતિ ન લાવવી.
નીરખતાં=જોતાં.
ચિન્તન=વિચાર, ધ્યાન.
સહવર્તમાન=સાથે રહીને.
કુશળ=સારા છો ?-એમ.
વૃત્તિ=લાગણી.

---

૨૪.

# સંસ્કાર: ૧.

મહેતાજી:—છોકરાંઓ, આ કાગળ—આપણે વિદ્યા ભણવાનું એક મ્હોટું સાધન—એ શેમાંથી બને છે એ જાણો છો ?

ચુનીલાલ:—હા, સાહેબ; ઘાસમાંથી કે ચીંથરાંમાંથી.

મહેતાજી:—આ બિલોરી કાચ કેવો સ્વચ્છ છે! કેવો પારદર્શક છે! એની ઉપર સૂર્યનાં કિરણ પડતાં, કેવા સુન્દર રંગ નીકળે છે! પણ એ શેમાંથી બને છે એ જાણો છો ?

સુન્દરલાલ:—હા, સાહેબ; માટીમાંથી.

મહેતાજી:—ખરૂં. ત્યારે નકામી અને કચરા જેવી વસ્તુને એવું અદ્ભુત રૂપ આપનાર અને ઉપયોગી બનાવનાર માણસને કેટલું માન ઘટે છે!

વેણીલાલ:—ઘણું.

મહેતાજી:—આવી એકાદ વસ્તુને સુધારનારને આટલું બધું માન આ-

પવા તમે તૈયાર છો, તો જેથી આપણી જીંદગી કથરો મટી હીરો થઈ જાય એવી યુક્તિ શોધનારને તમે કેટલું બધું માન આપશો !

**છોકરાંઓ:**—ઘણું જ ઘણું.

**મ્હેતાજી:**—ત્યારે આ વાત લક્ષમાં રાખો કે—આપણું પશુનું જીવન માણસનું કરવા સારૂ આપણા શાસ્ત્રકારોએ કેટલીક રીતો બાંધી છે, અને તેનું આપણને સ્મરણ આપવા સારૂ કેટલીક ધાર્મિક ક્રિયાઓ રચી છે—જે **'સંસ્કાર'** કહેવાય છે: 'સંસ્કાર' એટલે સારૂં કરવું, સુધારવું; * પછી, શી રીતે કરવું એ બતાવનારી ધાર્મિક ક્રિયાઓ, એમ એનો અર્થ થાય છે. હિન્દુ ધર્મ પ્રમાણે માણસની જીંદગી માત્ર જન્મથી જ શરૂ થઇ મરણ થતાં પૂરી થઇ જાય છે એમ નથી. અને તેથી આ ધાર્મિક ક્રિયાઓ બાળક માતાના ગર્ભમાં હોય ત્યારથી શરૂ કરવામાં આવે છે, અને પરલોકમાં એ સુખી થાય તે સારૂ મરણ પછી પણ કેટલોક વખત એ ચાલુ રખાય છે.

હવે આ સંસ્કારોની થોડીક વિગત હું તમને આપું :

બાળક જન્મતાં પહેલાં કરવાના સંસ્કારમાં મુખ્ય **સીમન્તોન્નયન** છે. એ સંસ્કાર પહેલી વારનું બાળક જન્મતાં પહેલાં કરવામાં આવે છે. પત્નીના વાળમાં સેંથો ('સીમન્ત') પાડવો, અને ગવૈયાઓને બોલાવી સ્ત્રી આગળ વીણા વગડાવવી, તથા 'ગાથા' એટલે પૂર્વે થઇ ગએલાં સ્ત્રીપુરુષોનાં ચરિત્રો કહેવડાવવાં: એટલે કે પુરુષે સ્ત્રીની સેવા કરવી, સ્ત્રીનો ગર્ભકાળ આનન્દમાં કઢાવવો, અને યશસ્વી બાળકને જન્મ આપવાનું એના મનમાં નિત્ય રમ્યાં કરે એવી વાતો સંભળાવવી એવો વિધિ છે. તે પછી **જાતકર્મ:** જન્મ વખતનો સંસ્કાર. એમાં એક બે હકીકત જાણવા જેવી છે. બાળકને ઘી મધ અને સોનાનો ઘસારો સોનાના પાત્ર વડે પાવાં; એક પત્થર મૂકી, તે ઉપર પરશુ ( ફરશી ), અને તે ઉપર એક સોનાની લગડી મૂકવી, પછી ત્રણેને ઉથલાવવાં અને તે ઉપર બાળકને ધરવું: આમાં પત્થર તે જનસમાજનો પાયો, દૃઢ ધર્મ પાળનાર બ્રાહ્મણ; પરશુ તે ક્ષત્રિય; અને સોનું તે વૈશ્ય. એથી આ બાળકે ત્રણ વર્ગના જનસમાજમાં દાખલ થવાનું છે એમ સૂચવાય છે. પછી **મેધાજનન** સંસ્કાર છે:

* સં અને કૃ ઉપરથી.

એમાં બાળકના કાનમાં સોનું મૂકીને "સવિતા દેવ તારામાં 'મેધા' કહેતાં બુદ્ધિ મૂકો" એમ મન્ત્ર ભણવામાં આવે છે. પછી **નામકરણ, નિષ્ક્રમણ** અને **અન્નપ્રાશન** સંસ્કાર થાય છેઃ તેમાં દશમે દિવસે માતા નાહી ઊઠે ત્યારે બાળકનું નામ પાડવું, ચોથે મહિને એને બહાર કાઢવું અને સૂર્યદર્શન કરાવવું, અને છઠ્ઠે મહિને એને મધ ઘી અને ભાત એકઠાં કરીને ખવડાવવાનો વિધિ છે. ત્યાર પછી ત્રીજે વર્ષે **ચૌલ** એટલે વાળ ઊતરાવવાનો સંસ્કાર થાય છે. એને જ મળતો સોળમે વર્ષે **ગોદાન** એટલે દાઢી અને ગુચ્છા લેવડાવવાનો સંસ્કાર થાય છે. એને બદલે વ્હેલો **'કર્ણવેધ'** એટલે કાન વીંધવાનો સંસ્કાર કેટલાંક પુસ્તકોમાં મૂક્યો છે. ચૌલ અને કર્ણવેધ પછી **ઉપનયન**નો મ્હોટો સંસ્કાર આવે છે. છોકરાને યજ્ઞોપવીત-જનોઇ-આપવું, અને ગાયત્રીનો ઉપદેશ કરીને ગુરુને ત્યાં ભણવા મોકલવો એને 'ઉપ-નયન' એટલે ગુરુને ત્યાં લઈ જવું * કહે છે. ઉપનયનથી બ્રહ્મચર્યાશ્રમ-નો આરંભ થાય છે તેથી એ **'વ્રતાદેશ'** પણ કહેવાય છેઃ વ્રતા-દેશ એટલે બ્રહ્મચર્યનાં વ્રત પાળવાની આજ્ઞા—જેમકે દહાડે સૂવું નહિ, આચાર્યને અધીન રહી વિદ્યા ભણવી વગેરે. આ સંસ્કાર બહુ મહ-ત્ત્વનો હોવાથી અને એમાંથી તમારે વિદ્યાર્થીઓને બહુ જાણવાનું હોવાથી એ વિષે હું કેટલીક વિશેષ હકીકત કાલે આપીશ. ઉપનયન પછી કેટલાક **વેદારંભનો** જુદો સંસ્કાર ગણાવે છે. અને તે પછી **સમાવર્તન** એટલે વિદ્યા ભણીને ઘેર આવવું. એમાં, બ્રહ્મચારીનો વેષ ઊતારી વસ્ત્રાલંકાર અને જોડા પહેરી તથા છત્રી ઓઢી, અને તે જ પ્રમાણે એ વસ્તુઓ ગુરુને આપી ઘેર આવવાનો વિધિ છે. સમાવર્તન પછી કેટલાક **સ્નાનનો** એક જુદો વિધિ કરે છે. સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કર્યાનો એ સંસ્કાર છે, અને જેના ઉપર એ સંસ્કાર થયો હોય તે 'સ્નાતક' કહેવાય છે. અસલ સ્નાતકને બહુ માન આપવાનો રિવાજ હતો, અને એની જીંદગીની બહુ સંભાળ લેવાતી. સ્નાન પછી **વિવાહ**નો મ્હોટો વિધિ આવે છે. જેમ ઉપનયન એ બ્રહ્મચર્યનો તેમ વિવાહ ગૃહસ્થાશ્રમનો પાયો છે, તેથી એ વિષે પણ હું તમને કાલે વિગત-વાર કહીશ. સમાવર્તનથી જુદો જેમ સ્નાનનો સંસ્કાર કેટલાક ગણાવે છે, તેમ વિવાહથી જુદો **અગ્નિપરિગ્રહ** મૂકે છેઃ 'અગ્નિપરિગ્રહ'

* **ઉપ**—પાસે+**ની**—લઇ જવું ઉપરથી.

એટલે અગ્નિ લેવો; ગૃહસ્થાશ્રમના ચિહ્નરૂપી, ઘરમાં નિરન્તર પરમાત્માનો વાસ છે એમ સૂચવનાર, અગ્નિ ઘરમાં સ્થાપવો; અને એમાં પતિપત્નીએ સાથે રહી સવાર સાંઝ આહુતિ આપવી-જેને 'અગ્નિહોત્ર' કહે છે—તે કરવાની આજ્ઞા છે. છેવટે, અન્ત્યેષ્ટિ નામનો મરણસમયનો સંસ્કાર આવે છે. 'અન્ત્ય' એટલે છેવટની, અને 'ઇષ્ટિ' એટલે યજ્ઞ; મરણ એ મનુષ્યનો છેવટનો યજ્ઞ છે: એમાં એનો દેહ અગ્નિદ્વારા દેવને સમર્પી દેવાય છે તેથી એને યજ્ઞ કહેવો વાજબી છે. આ સંસ્કાર થયા પછી જીવ પરલોકમાં સુખી થાય અને પિતૃલોકમાં ભળે તે સારૂ વર્ષ દિવસ સુધી કેટલીક ક્રિયાઓ કરવામાં આવે છે. અને તે પછી કુટુમ્બમાં દર વર્ષે મરણતિથિએ અને ભાદરવાના અંધારીઆ પખવાડીઆમ પિતૃઓને પિંડ આપવામાં આવે છે જે 'શ્રાદ્ધ' એટલે પરલોક છે એવી શ્રદ્ધાથી કરેલું કર્મ કહેવાય છે.

આ પ્રમાણે હિન્દુધર્મના 'સંસ્કાર', એટલે મનુષ્ય અને પશુનો ભેદ બતાવનાર, મનુષ્યને જંગલી પશુની દશામાંથી કાઢી સુધરેલી મનુષ્યની દશામાં શી રીતે મૂકાય એ સૂચવનાર—જુદી જુદી ધાર્મિક ક્રિયાઓ છે. એમાં કેટલીક સાધારણ લોકરિવાજની છે, કેટલીક કુટુમ્બના સ્નેહની છે, કેટલીક આપણા જીવનનાં બહુ અગત્યનાં કાર્ય સાથે જોડાએલી છે-જેમકે વિદ્યા ભણવી અને ગૃહસ્થાશ્રમ ચલાવવો. આ બે વિષે આપણે કાલે વાતચિત કરીશું.

---

બિલોરી=જેમકે હાંડીનો.
સ્મરણ=યાદગીરી, સાંભરવું.
ધાર્મિક=ધર્મની.
સૂચવાય=બતાવાય.
વિધિ=આજ્ઞા, રીત,
આચાર્ય=ગુરુ, જેની પાસે જઇને આચાર વિચાર શીખવામાં આવે તે.
પિતૃઓ=પૂર્વજો, મરી ગએલાં માબાપ વગેરે.
શ્રદ્ધા=વિશ્વાસ.

૨૫

# સંસ્કાર–૨: ઉપનયન અને વિવાહ.

વિપ્રપ્રસાદ:—મહેતાજી સાહેબ, આપે કાલે સંસ્કાર ગણાવ્યા તે માત્ર બ્રાહ્મણોના જ ને?

મહેતાજી:—ના; બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય–એ ત્રણે વર્ણના. એ ત્રણ વર્ણ 'દ્વિજ' એટલે બે વાર જન્મેલા કહેવાય છે. બે વાર જન્મેલા તે આ રીતે કે પહેલાં માતાને પેટે, અને પછી ઉપનયન સંસ્કાર થકી.

હરિલાલ:—પણ આપે કહ્યું કે ઉપનયન સંસ્કાર ગુરુને ઘેર વિદ્યા ભણવા જવા માટે છે. ત્યારે, અસલ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે વર્ણના લોકો ભણતા હશે?

મહેતાજી:—હા એટલું જ નહિ, પણ ઘણા અસલના વખતમાં તો કન્યાઓને પણ યજ્ઞોપવીત અપાતું અને ઘેર રાખી વેદ ભણાવવામાં આવતા. માત્ર એમને ગુરુને ત્યાં રહેવા જવાનું નહિ, અને ભિક્ષા માગવાની નહિ: જો કે એ કાળમાં ગુરુને ત્યાં પણ વેદવિદ્યા અને બ્રહ્મવિદ્યા ( સૂક્ષ્મ પરમાત્મા સંબન્ધી જ્ઞાન ) ભણવા ગએલી સ્ત્રીઓની વાત વાંચવામાં આવે છે.

હિરલાલ:—મહેતાજી સાહેબ, ત્યારે તો અસલ શૂદ્ર સિવાય બધા લોકને કેળવણી મળતી હશે.

મહેતાજી:—હા; અને તેથી એ અસલની સ્થિતિ ધ્યાનમાં રાખીને આપણા શ્રીમંત મહારાજા સાહેબે કેળવણી ફરિજયાત કરવાના કામમાં પહેલ કરી છે. હાલ એવી ઘણી નાતો જોવામાં આવે છે કે જે અત્યારે શૂદ્ર ગણાય છે પણ જે અસલ ક્ષત્રિય કે વૈશ્ય હતી. એ સર્વને દ્વિજમાં ગણી લો, એટલે હિન્દુસ્થાનના કેટલા બધા લોક ફરજિયાત કેળવણી લેતા હશે એ તમને સમજાશે.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, અસલ શૂદ્રને કેમ અભણ રાખતા હશે?

મહેતાજી:—આ બાબતના ખુલાસામાં હું તમને થોડીક હકીકત કહું તે સાંભળો. મૂળ શૂદ્ર તે આર્ય જનસમાજ બહારના—અનાર્ય–લોક

હતા; તેઓ જેમ જેમ આર્ય લોકના સંબન્ધમાં આવી સુધરતા ગયા તેમ તેમ તેઓને આર્ય જનસમાજમાં દાખલ કર્યા. એમાંના કેટલાક-ને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ થએલો પણ તમારા જાણવામાં છેઃ સભારો તે દિવસે મેં આપેલો જાનશ્રુતિ પૌત્રાયણનો દાખલો. પણ ઘણે ભાગે તેઓ વેદમન્ત્રનો બરાબર ઉચ્ચાર કરી શકે નહિ તેથી એમને વેદ શીખવવામાં આવતા નહિ. વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે વેદ શીખવા એ તે કાળમાં હક કરતાં વિશેષ ભાગે ફરજ હતી, અને તેથી જંગલી દશામાંથી હજી તાજા જ નીકળતા અને તદ્દન ગરીબ એવા એ વર્ગ ઉપર વેદ ભણવાની ફરજ નાંખવી એ વાજબી નહોતું. વળી એક આપણે વિચારવાનું છે કે આર્યો ફેલાતા ફેલાતા છેક કન્યાકુમારી સુધી પહોંચ્યા તે દરમિયાન તેઓ કેટલી બધી જાતના, વત્તા–ઓછા જંગલીપણા વાળા, અનાર્યો સાથે સંબન્ધમાં આવ્યા હશે! એ બધાને માથે વેદવિદ્યા ભણવાનો ભાર નાંખવો— એ બની શકે ખરૂં? પણ જતે દહાડે વેદની સંસ્કૃત ભાષામાંથી લોકની સંસ્કૃત ભાષા થઈ, અને તે સાથે શૂદ્રો પણ વધારે આર્ય બનતા ગયા—એટલે આ નવી લોકભાષા દ્વારા વેદની સઘળી વિદ્યા શૂદ્રોને પણ ભણાવી શકાય એમ થયું. હકીકત આ પ્રમાણે હોવાથી, શૂદ્રને ભણવાનો—કેળવણીનો—નિષેધ છે એમ સમજવું બરાબર નથી.

અસલ કેળવણીનો પ્રચાર કેટલો બહોળો હશે એ સૌ છોકરાંના સમજવામાં આવ્યું. આટલો પ્રસંગોપાત્ત વિચાર ચાલ્યા પછી—તે દિ-વસનું કામ શરૂ થયું.

**મહેતાજીઃ**—હવે ત્યારે આપણે **ઉપનયન** સંસ્કારની વાત શરૂ કરીએ. ઉપનયનનો નિયમ એવો છે કે ગર્ભથી કે જન્મથી આઠમે વર્ષે અથવા દશમે વર્ષે બ્રાહ્મણનું ઉપનયન કરવું; અગીઆરમે વર્ષે ક્ષત્રિયનું, અને બારમે વર્ષે વૈશ્યનુ. બ્રાહ્મણ પાસે વિદ્યાની સૌથી વધારે આશા રાખ-વામાં આવે તેથી એનો ઉપનયનકાળ સૌથી વ્હેલો, અને એ જ રીતે વૈશ્યનો સૌથી મોડો. સોળમા વર્ષ સુધી બ્રાહ્મણને માટે, બા-વીસ સુધી ક્ષત્રિય માટે, અને ચોવીસ સુધી વૈશ્ય માટે ઉપનયનકાળ જતો રહેતો નથી. પણ આ છેવટની હદ સુધી પણ જો એને આ સંસ્કાર કરવામાં ન આવે તો એ 'પતિત–સાવિત્રીક' થાય, એટલે કે

ઉપનયન વખતે જે સવિતાના મન્ત્રનો* ઉપદેશ કરવામાં આવે છે એનો અધિકાર એનો જતો રહે. ઉપનયન કર્મનો વિધિ એવો છે કે સર્વ મંગળ કાર્યમાં પુણ્યાહવાચન કરવાનો ધારો હોય છે તે પ્રમાણે કરી—બટુક(છોકરો)ને હજામત કરાવી નહવડાવી નવું કોરૂં વસ્ત્ર અને અલંકાર પહેરાવી, અગ્નિ સળગાવી એમાં હોમ કરી—અગ્નિ સમક્ષ એને યજ્ઞોપવીત પહેરાવી, સાવિત્રી(સવિતાનો મન્ત્રઃ ગાયત્રી)નો ઉપદેશ કરવો. તે વખતે એને જે ખાસ વેષ ધારણ કરાવવામાં આવે છે—તેમાં એક ઓઢવાનું ચર્મ, બીજી મેખલા, અને ત્રીજો દંડ: વર્ણ પ્રમાણે એ જુદી જુદી જાતનાં હોય છે. એ ત્રણ વસ્તુ ધારણ કરવાની મતલબ એમ બતાવવાની હોય છે કે શરીરનું રક્ષણ કરીને, પણ કમ્મર કશીને, અને મન વાણી અને કાયા કબજે રાખીને વિદ્યા ભણવાની છે. આ પછી સર્વ ક્રિયા આચાર્ય અને બટુક વચ્ચે ચાલે છે. અને તે બહુ રસિક છે. અગ્નિની ઉત્તર બાજુએ આચાર્ય પૂર્વાભિમુખ બેસે છે અને એની સામો બટુક બેસે છે. આચાર્ય પોતાના અને બટુકના ખોબામાં પાણી પૂરે છે. અને પોતાનો ખોબો ઉપર રાખીને, એમાંથી—સવિતાના મન્ત્ર ભણતાં ભણતાં—નીચેના બટુકના ખોબામાં પાણી ઝરાવે છે: આ રીતે એક પોતાની વિદ્યા ધીમે ધીમે સંપૂર્ણ રીતે બીજાને આપવાની છે એમ એથી બતાવાય છે. પછી આચાર્ય બટુકનો હાથ ઝાલી કહે છે કે "સવિતાએ તારો હાથ ઝાલ્યો છે, અગ્નિ તારો આચાર્ય છે." મતલબ કે આચાર્યે માત્ર પોતાની વિદ્યા જ બટુકને આપવાની નથી, પણ તે સાથે એનો હાથ ઝાલવાનો છે, એટલે કે એને પોતાના હાથમાં —આશ્રયમાં—લઈ એને દુનીઆનું કામ કરવામાં દોરવાનો છે. અને તેમાં ખરી મદદ આચાર્યની પોતાની પાસેથી નહિ, પણ આદિત્ય અને અગ્નિરૂપી પરમાત્મા પાસેથી જ મળવાની છે એમ આ મન્ત્રથી બતાવવાનું છે. પછી આચાર્યે બટુકને આદિત્ય ( સૂર્ય ) સામું જોવડાવવું, કારણ કે એ સર્વ પ્રકાશનો જ્ઞાનનો દેવ છે, અને કહેવું કે " હે દેવ ! સવિતા ! આ તમારો બ્રહ્મચારી છે એનું તમે રક્ષણ કરજો." પછી બટુક અગ્નિ વગેરે દેવો પાસે બુદ્ધિ બળ વગેરે ગુણો માગે છે. અને આચાર્ય પણ બ્રહ્મચારીના હૃદય ( છાતી ) ઉપર હાથ મૂકીને કહે છે કે "હું જે

* વેદમાંથી **સવિતા** દેવના ત્રણ મન્ત્ર (સાવિત્રી) ત્રણ વર્ણ માટે ત્રણ જુદા જુદા છન્દના પસંદ કરવામા આવ્યા છે: એમાં એક બ્રાહ્મણની ગાયત્રી.

વ્રત ( સદાચારના નિયમો ) પાળું છું એમાં તારૂં હૃદય હો, મારા ચિત્તને તારૂં ચિત્ત અનુસરો, મારી વાણી પ્રમાણે તારી વાણી થાઓ, –બૃહસ્પતિ ( વિદ્યાના દેવ ) તને મારી સાથે જોડો.” ત્યાર પછી બાર વર્ષ અથવા વિદ્યા પૂરી થતાં સુધી બ્રહ્મચર્ય પાળીને વિદ્યાર્થી ગુરુને ઘેર ભણવા રહે છે. એ ભણવાના વિષયમાં પૂર્વે વેદ, વેદને લગતા યજ્ઞના રહસ્યના અને વિધિના ગ્રન્થો, ‘ગાથા’ કહેતાં મહાપુરુષો સંબન્ધી કાવ્યો–ગીતો, ‘નારાશંસી’ એટલે કે નરોની–મહાપુરુષોની–પ્રશંસાનાં–વખાણનાં–કવીતો, ‘ઇતિહાસ’ એટલે કે બનેલા બનાવોના અને ખરેખર થઈ ગએલા જનોની હકીકત, અને ‘પુરાણ’ અર્થાત્ બહુ પુરાણા કાળની છેક સૃષ્ટિ થઇ ત્યાંથી માંડીને વિવિધ યુગની કથાઓ: આટલા વિષય સામાન્ય કેળવણીમાં શીખવવામાં આવતા—જેથી વિદ્યાર્થીને ઇશ્વરનું અને ધર્મનું જ્ઞાન મળે તથા હૃદય ઊંચું અને પરાક્રમી થાય. એમાંના કેટલાક ભાગ બ્રાહ્મણો મુખ્યત્વે કરી ભણતા હશે, કેટલાક ઉપર ક્ષત્રિયો અને કેટલાક ઉપર વૈશ્યો વિશેષ ધ્યાન આપતા હશે. આ ઉપરાંત ધનુર્વિદ્યા, શિલ્પવિદ્યા વગેરે તે તે વર્ણ માટે કેટલાક ખાસ વિષયો પણ હતા.

ભણીને સમાવર્તન કરી એટલે ઘેર પાછા આવી **વિવાહ** કરવામાં આવે છે. વિવાહના વિધિમાં—કન્યાનાં માતપિતાએ વર પાસેથી કાંઇ જ ન લેવું અને લે તો કન્યાવિક્રય થાય, અર્થાત્ છોકરી વેચ્યાનું પાપ લાગે, એ એક મ્હોટો નિયમ છે. કુળ પાપી કે રોગી જનનું ન હોય એ જોવાની પહેલી ભલામણ છે. પછી બુદ્ધિમાનને કન્યા આપવી એમ કહેલું છે. અને કન્યાના ગુણમાં બુદ્ધિ, રૂપ, શીલ ( ચારિત્ર ) અને લક્ષણ ( ટેવ ) જોવાનાં ગણાવ્યાં છે. પછી વિવાહના વિધિમાં મુખ્ય ધ્યાન ખેંચનારી વસ્તુ આ છેઃ વર એ બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણીને આવેલો છે, અને કન્યાનાં માબાપને કન્યા માટે પ્રાર્થના કરે છે. કન્યાનાં માબાપ એનો મધુપર્ક( મધ ઘી વગેરે અતિથિસત્કારની વસ્તુઓ )થી સત્કાર કરે છે. પછી ‘ગાર્હપત્ય’—ઘરના સ્વામીપણાનો–અગ્નિ સ્થાપીને, વરની દક્ષિણ બાજુએ કન્યાને બેસાડે છે. પછી વર કન્યાનો હાથ ઝાલીને કહે છે: “હું તારો હાથ ઝાલું છું: તને સારી પ્રજા થાઓ, અને મારી સાથે તું પણ ઘરડી થાઓ. ભગ, અર્યમા, સવિતા અને પુરંધિ એ દેવોએ તને ઘર ચલાવવા

માટે ('ગાર્હપત્ય'–ઘરના સ્વામીપણા માટે) મને આપી છે. તારી શુભ દૃષ્ટિ પડો, પતિની તારાથી હાનિ ન થાઓ, પશુઓનું તારાથી કલ્યાણ થાઓ. તું સુન્દર મન વાળી અને સુન્દર તેજ વાળી હો. તારાં સર્વ છોકરાં જીવતાં અવતરો, અને એ વીર નીવડો; તું સર્વને સુખકારી હો; માણસો અને પશુઓનું તારાથી કલ્યાણ થાઓ." પછી વર કન્યા પાસે અગ્નિમાં લાજાહોમ કરાવે છે, એટલે કે ડાંગેર હોમાવે છે. એમાં કહે છે કે "મારા પતિ દીર્ઘાયુ થાઓ, મારાં સગાં સુખી થાઓ." પછી અગ્નિ પાસે 'સપ્તપદી' એટલે વરકન્યાએ સાથે પગલાં ભરવાનો વિધિ થાય છે. એમાં વર, અન્ન બળ વ્રત (નિયમ) સુખ પશુ લક્ષ્મી અને વિદ્યા તારી પાછળ આવો એમ, એક પછી એક માગે છે; અને સાતમું પગલું મૂકતાં કહે છે કે—"આપણે બે સાત પગલાંનાં મિત્રો * થયાં છીએ: હું તારી મૈત્રી પામું; તારી મૈત્રીથી હું છૂટું નહિ, મારી મૈત્રીથી તું છૂટે નહિ." પત્ની પતિને ત્યાં જાય છે. તેમાં અસલ ગાર્હપત્ય અગ્નિને સાથે લઈ જવાનો અને એને પતિના ઘરમાં સ્થાપવાનો વિધિ હતો. તે પછી ત્યાં ધ્રુવ અને અરુન્ધતી(બે તારા)નું દર્શન કરવાની ક્રિયા થાય છે. એની મતલબ એવી છે કે વસિષ્ઠનાં પત્ની અરુન્ધતી પત્નીપણાનો નમૂનો છે અને ધ્રુવ સ્થિરતાની મૂર્તિ છે, તેથી એમનાં દર્શન કરીને પતિ–પત્નીએ પરસ્પર, તેમ જ લોકમાં પ્રેમ અને સ્થિરતાના ગુણો પ્રાપ્ત કરવા એવો ઉપદેશ છે. આમ પતિ પત્નીનો સંબન્ધ કેવો હોવો જોઇએ એનું સ્મરણ કરાવતી અનેક ક્રિયાઓ વિવાહને અંગે થાય છે.

---

બટુક=છોકરો, કુમાર.
નિષેધ=મના; ના.
પ્રસંગોપાત્ત=ચાલતી વાતમાંથી નીકળેલો.
નિયમ ધારો.
પુણ્યાહવાચન=દિવસ પુણ્ય કહેતાં શુભ મંગળ હો એવી મતલબથી વેદના મન્ત્ર બોલવા તે.
ચર્મ=ચામડું,મેખલા=કંદોરો;દંડ=લાકડી
આચાર્ય=ગુરૂ.
રહસ્ય=ગૂઢ, અંદર રહેલો ઝીણો અર્થ.
ધનુર્વિદ્યા=ધનુષ્યની–યુદ્ધની વિદ્યા.
શિલ્પવિદ્યા=હાથની કળા, જેમકે ઘર બાંધવું, ચિત્ર કાઢવું વગેરે.
ધ્રુવ=સ્થિર; એ નામનો તારો.

---

* મૂળમાં 'સખા' અને 'સખ્ય' શબ્દ છે—એટલે માત્ર સ્નેહ નહિ, પણ સરખાપણાનો સ્નેહ, મૈત્રી.

## ૨૬

# પંચ મહાયજ્ઞ.

**વસંતરાય:**—મહેતાજી સાહેબ, આપે કાલે ઉપનયન અને વિવાહની ક્રિયાનું વર્ણન આપ્યું તેમાં અમને બહુ રસ પડયો. એ ક્રિયામાંથી અમે આ બે સાર સમજ્યા એ બરાબર છે ? કે—ગુરુ સાથે વિદ્યાર્થીએ એક મન કરીને ભણવું, અને વરવહુએ એક બીજાંના મિત્ર, એક ઘરનાં બે એકઠાં માલિક, થઇને રહેવું તથા ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવવું.

**મહેતાજી:**—બરાબર છે. પણ ગૃહસ્થાશ્રમની બાબતમાં એક વાત વિશેષ સમજવાની જરૂર છે તે એ કે ગૃહસ્થાશ્રમ માત્ર સુખ ભોગવવા માટે નથી, પણ અગ્નિ સાક્ષીએ એટલે ઇશ્વરની નજર તળે ગૃહસ્થાશ્રમનાં કર્તવ્ય કરવા માટે છે. એ કર્તવ્યોનું સ્મરણ રાખવા માટે દરેક ગૃહસ્થાશ્રમીને "**પંચ મહાયજ્ઞ**" કરવાની આજ્ઞા છે. એ સાધારણ યજ્ઞ જેવા યજ્ઞ નથી: બહુ ન્હાની ક્રિયાઓ છે, છતાં પણ ગૃહસ્થામશ્રમાં એનું મહત્ત્વ એટલું બધું છે કે એ '**મહાયજ્ઞ**' કહેવાય છે. એ મહાયજ્ઞ તે (૧) દેવયજ્ઞ, (૨) પિતૃયજ્ઞ, (૩) બ્રહ્મયજ્ઞ, (૪) ભૂતયજ્ઞ અને (૫) મનુષ્યયજ્ઞ.

(૧) **દેવયજ્ઞ:**—એટલે દેવનું પૂજન. આ પૂજનમાં પ્રાચીનમાં પ્રાચીન અગ્નિપૂજા અને સૂર્યપૂજા છે. અગ્નિપૂજા, અગ્નિની સ્તુતિ કરી અગ્નિમાં આહુતિ આપવી તે; અને સૂર્યપૂજા તે સન્ધ્યા. સન્ધ્યા પ્રાતઃકાળે, મધ્યાહ્નને, અને સાયંકાળે એમ ત્રણ વખતે કરવાની આજ્ઞા છે. એમાં—સ્નાન કરી ધોએલું વસ્ત્ર પહેરી પૂર્વ દિશાને મ્હોંએ બેશી પ્રથમ ભસ્મ ( રાખ: અગ્નિની પ્રસાદી ) ધારણ કરવાનું કહ્યું છે. પછી, શિખા બાંધી, શરીરનાં જુદાં જુદાં અવયવો અને ઇન્દ્રિયોમાં બળ અને પ્રભુનો વાસ ઇચ્છવામાં આવે છે, તથા પ્રાણાયામથી ( શ્વાસોચ્છ્વાસ રૂંધવો ) પ્રાણ અને આત્મા કબજે કરવામાં આવે છે. પછી સન્ધ્યાની ખાસ ક્રિયા શરૂ થાય છે—તેમાં પહેલું માર્જન, પછી અઘમર્ષણ, પછી અર્ઘપ્રદાન, પછી ઉપસ્થાન અને છેવટે ગાયત્રીજપ. માર્જન એટલે શુદ્ધિ: દેહ ઉપર જળની છાંટ નાંખીને દેહની શુદ્ધિ કરવી, અને એનાથી સૂચવાતી આત્માની શુદ્ધિ કરવી તે. પછી '**અઘમર્ષણ**'

એટલે પાપક્ષમાના વિધિમાં જળ સૂંઘીને ફેંકી દેવામાં આવે છે—તે એમ સૂચવવા માટે છે કે એક વખત સૂંઘેલું પાપ પણ પછીથી જો ખરેખર ફેંકી દેવામાં આવે—તે એવું કે ફરીથી એ તરફ જોવાનું નહિ—તો તેની પ્રભુ પાસેથી ક્ષમા મળે છે. પછી 'અર્ઘ્યપ્રદાન', તેમાં ગાયત્રીમન્ત્ર ભણી સૂર્યને જળની ત્રણ અંજલિઓ અપાય છે. તે પછી 'ઉપસ્થાન,' એટલે સૂર્યનારાયણની સેવા માટે તત્પર એવા હાથ સૂર્યને દેખાડી સ્તુતિ કરવી. એ સ્તુતિમાં મુખ્ય ભાવ એ હોય છે કે "સૂર્ય સર્વ દેવોનું ચક્ષુ (નેત્ર) છે, એણે એના તેજથી આકાશ પૃથ્વી અને અન્તરિક્ષ ભરી નાંખ્યાં છે, અને સ્થાવર જંગમ સર્વ પદાર્થનો એ આત્મા છે." છેવટે ગાયત્રી મન્ત્રનો જપ થાય છે. એમાં પૃથ્વી (**भूः**), અન્તરિક્ષ (**भुवर्**) અને સ્વર્ગ (**स्वः**) એમ ત્રણે લોકનું સ્મરણ કરી, પછી આ ગાયત્રી યથાશક્તિ ૧૦૮ અથવા વધારે વાર સ્થિર ચિત્તે બોલવાની છે: "**સવિતા દેવનું એ તેજ—જે પ્રેમથી ઇચ્છવા જેવું છે—તેનું અમે ધ્યાન કરીએ છીએ—સવિતા દેવ કે જે અમારી બુદ્ધિઓની પ્રેરણા કરે.**"

આગળ જતાં, મેં તમને પૂર્વે એકવાર કહ્યું છે તેમ, અગ્નિની વેદિની જળાધારી થઈ ગઈ, અગ્નિની જ્વાળા એનું શિવલિંગ થયું, જ્વાળામાં ધૂમની ગૂંથણી તે શિવની જટા થઇ, અગ્નિમાં હોમવાની ઘીની ધાર તે જળનો અભિષેક થયો, અને અગ્નિને જ 'મહાન્ દેવ' કહીને 'વૃષભ'ની ઉપમા આપવામાં આવી હતી તેને લીધે મહાદેવ આગળ પોઠીઓ સ્થાપવામાં આવ્યો, અને ભસ્મ એ શિવની પ્રસાદી થઇ. આમ અગ્નિને સ્થાને શિવની પૂજા સ્થપાઇ. અને તે જ પ્રમાણે સૂર્યને સ્થાને અને સૂર્યની સાથે વિષ્ણુની પૂજા આવી. વિષ્ણુ તો મૂળથી જ એક આદિત્ય તરીકે પ્રસિદ્ધ હતા એ જોતાં આ સમજવું સહેલું છે. રક્ષણનું કામ વિષ્ણુનું, તેથી એમના અવતાર થયા. અને એની ભક્તિમાંથી રામ કૃષ્ણ વગેરેની ઉપાસના અને સંપ્રદાય ચાલ્યા. જેઓ આગ્રહી વૈષ્ણવ કે શૈવ હોય છે તે એકલા વિષ્ણુની—રામ કે કૃષ્ણની મૂર્તિની—કે એકલા શિવની અને શિવ સાથે શિવનાં પત્ની માતાજીની કે એમના પુત્ર ગણપતિની પૂજા કરે છે. પણ હિન્દુઓનો મ્હોટો વર્ગ જે એક પંથને વળગતો નથી તે* શિવ અને વિષ્ણુ

* આવો વર્ગ સ્માર્ત કહેવાય છે. સ્માર્ત એટલે કોઇ પણ પંથમાં નહિ ભળેલો, પણ સાધારણ સ્મૃતિઓનો ધર્મ પાળતો એવો.

બંનેને માને છે, અને શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ અને અંબિકા (માતા) એ '**પંચાયતન**'ની પૂજા કરે છે. 'પંચાયતન' એટલે દેવનાં પાંચ 'આયતન' સ્થાન, રહેઠાણ. દેવ એક જ છે, પણ તે પાંચ રહેઠાણમાં પ્રકટ થઇ પાંચ જુદાં જુદાં નામ પામે છે તેથી તે 'પંચદેવ' ન કહેવાતાં 'પંચ આયતન' કહેવાય છે. દરેક બ્રાહ્મણે સન્ધ્યા કરવામાં સૂર્યરૂપે પરમેશ્વરનું ધ્યાન ધરવાનું હોય છે તેથી એ પંચાયતનમાં એક તો સૂર્ય; બીજા બે, શિવ અને વિષ્ણુ—'શિવ' એ સુખકારી મંગળમય પરમેશ્વર, અને 'વિષ્ણુ' એ સર્વવ્યાપક પ્રભુ જે આ સૃષ્ટિના રક્ષણ માટે અવતાર લે છે તે; ચોથા ગણપતિ જે સર્વ વિઘ્નો હરે છે, અને વાણીના-વિદ્યાના-દેવ છે; અને પાંચમાં અંબિકા એટલે માતા, પરમેશ્વરની શક્તિ, જેમાંથી આ સઘળું જગત્ ઉત્પન્ન થયું છે.

આજકાલ ઘણાખરા હિન્દુઓમાં-પ્રાચીનપન્થીમાં પણ-આ એક દેવયજ્ઞ જ રહ્યો છે. પણ તે ઉપરાંત મેં કહેલા પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ વગેરે પણ મહત્ત્વના અને ધ્યાન ખેંચે એવા છે.

**બ્રહ્મયજ્ઞ**:—વેદ ભણવો ભણાવવો, તે બ્રહ્મયજ્ઞ. એમાં વેદની સામાન્ય રચનાનું અને એના કેટલાક મન્ત્રોનું નિત્ય સ્મરણ કરવામાં આવે છે.

**પિતૃયજ્ઞ**:—એમાં ગત થએલાં માતપિતા અને બીજાં સગાં વહાલાંનાં નામ સ્મરણ કરી એમને જળની અંજલિઓ આપવામાં આવે છે, જે 'તર્પણ' કહેવાય છે. એ જ રીતે દેવ અને ઋષિઓનાં જુદાં જુદાં નામ દઇને પણ તર્પણ કરવામાં આવે છે. આનો હેતુ આપણા પૂર્વજોને અને મ્હોટા ઋષિઓને દેવ સમાન સમજીને માન આપવાનો અને એમનું નિત્ય સ્મરણ તાજું રાખવાનો છે.

**ભૂતયજ્ઞ**:—પ્રાણી માત્રનું ભલું ઇચ્છી એમને પણ આપણા અન્નમાંથી ભાગ આપવો એ ભૂતયજ્ઞ. ગૃહસ્થ "વૈશ્વદેવ" માં છેક કીડી પર્યન્તનાં પ્રાણીને માટે અગ્નિ આગળ ભાતનાં બલિદાન મૂકે છે, અને પછી ઘરને બારણે જઇ પશુ પંખી અને કીટ (જેમકે ગાય કાગડા અને કીડી) અર્થાત્ પ્રાણિમાત્રને રોટલી ભાત વગેરે નાંખે છે.

**મનુષ્યયજ્ઞ**:—તે અતિથિસત્કાર. ગૃહસ્થે, હમેશાં જમતાં પહેલાં, કોઈ અતિથિ આવ્યો છે એની તપાસ કરવી; આવ્યો હોય તો એનો

સત્કાર કરવો અને એને જમાડીને જમવું. આ અતિથિસત્કાર તે સાધારણ મ્હેમાનગીરી એમ ન સમજવું. કોઈ પણ ભૂખ્યો તરસ્યો મનુષ્ય અન્ન પાણી માગતો આવે તેને તે આપવાં એ 'મનુષ્યયજ્ઞ'માં ગણાય છે. છોકરાંઓ, તમે રન્તિદેવ રાજાની કથા સાંભળી છે?

રમણલાલ:—હા, સાહેબ, મારા પિતાએ 'નીતિશિક્ષણ' * માંથી એક વાર એ મને વાંચી સંભળાવી હતી.

કાન્તિરાય:—પણ મહેતાજી સાહેબ, અમે એ સાંભળી નથી. માટે કહો તો સારૂં.

મહેતાજી:—સાંભળો ત્યારે, વાત ટૂંકી છે—પણ ખૂબ યાદ રાખવા જેવી છે. પૂર્વે રન્તિદેવ નામે એક રાજા હતો. તેણે મ્હોટા મ્હોટા યજ્ઞો કરી એ યજ્ઞોમાં પોતાનું સર્વ ધન બ્રાહ્મણોને આપી દીધું હતું. એક દિવસ વૈશ્વદેવ કરી કોઇ અતિથિ આવ્યો છે એ જોવા એ બારણે ગયો—અને કોઇ ભૂખ્યું તરસ્યું છે? એમ સાદ કર્યો, ત્યાં એક ચાંડાળ (ઢેડ-ભંગી) પડેલો હતો. તે ઊભો થઇ ધ્રૂજતો લથડતો રાજા પાસે આવ્યો અને ખાવાનું માગ્યું. રાજાના ઘરમાં થોડુંક જ ખાવાનું રહ્યું હતું, છતાં એ ભિખારીને આપી દીધું: અને પોતે અન્ન વિનાનો થઇ ઘરમાં થોડુંક પાણી હતું એ પીને દિવસ ગુજારવાનો વિચાર કર્યો. ત્યાં ભિખારીએ રોટલો ખાઇ પાણી માગ્યું. તે પણ આપી દીધું! અને પોતાના પ્રાણ ટકાવવાનું પણ સાધન રહ્યું નહિ! તે વખતે એ ભિખારી જે ચાંડાલને રૂપે આવેલા ધર્મરાજા પોતે હતા એ પ્રકટ થયા અને રાજાને કહ્યું: રાજા, હું તારો પરોપકાર જોઇ બહુ પ્રસન્ન થયો છું—માગ, માગ, માગે તે આપું. તે વખતે રાજાએ દીધેલો ઉત્તર બહુ સાંભળવા જેવો છે. રાજાએ કહ્યું: "ધર્મરાજ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા છો અને વરદાન માગ એમ કહો છો તો એટલું માગું છું કે મારે સ્વર્ગ ન જોઇએ, મોક્ષ ન જોઇએ, મારે તો એટલું જ જોઇએ કે જે જે પ્રાણી દુઃખી હોય એના અન્તરમાં રહી એનું દુઃખ હું ભોગવું."

* શ્રીમંત ગાયકવાડ સરકારે રચાવેલી નીતિ અને ધર્મ-શિક્ષણ માળાનું એક પુસ્તક.

આખો ધર્મશિક્ષણનો વર્ગ આ રસિક વાત સાંભળી સ્તબ્ધ બની ગયો. પછી એમાંથી એક છોકરે પૂછ્યું.

ચુનીલાલ:—મહેતાજી સાહેબ, ધર્મરાજાએ ચાંડાળનો વેષ શી રીતે લીધો હશે?

મહેતાજી:—ધર્મરાજાએ ચાંડાળનો વેષ લીધો અને અન્ન પાણી માગ્યાં, એનો અર્થ જ એ કે આ ચાંડાળે અન્ન પાણી માગ્યાં એ ધર્મે જ માગ્યાં: ધર્મ જ આપણને કહે છે કે એક હલકામાં હલકી જાતિનો મનુષ્ય પણ ભૂખ્યો તરસ્યો હોય અને આપણી પાસે અન્ન પાણી માગતો આવે તો તે એને આપવાં: અર્થાત્ એમ કરવું એ આપણો ધર્મ જ છે.

---

સાક્ષી=હાજરી.
શિખા=ચોટલી.
ઉપસ્થાન=પાસે સેવામાં ઊભા રહેવું.
તત્પર=તૈયાર.
અંજલિ=એક હાથનો ખોબો.
અતિથિ=મ્હેમાન, પરોણો.
મોક્ષ=સંસારના દુઃખમાંથી, જન્મ-મરણના ફેરામાંથી, છૂટવું.
અન્તર્માં=અંદર, માંહ્ય.

---

૨૭.

# વ્રત, ઉત્સવ, અને યાત્રા.

થોડાક દિવસ અગાઉ પ્રયાગમાં કુંભનો મેળો ભરાયાની હકીકત પ્રસિદ્ધ થઈ હતી; હમણાં જ સંયુક્ત પ્રાન્તમાં મહાશિવરાત્રિ ઉપર કાશીવિશ્વેશ્વરનાં દર્શન કરવા જનાર લોકની ખાસ ટ્રેઇનો મૂકાઇ એમ વાંચ્યું; અને હોળીના તહેવાર પાસે આવે છે તેથી 'હોલિકા–સુધારણા મંડળે' કરવા ધારેલા કામની યાદી આજ વર્તમાનપત્રોમાં બહાર પડી છે. મહેતાજીને હિન્દુધર્મનાં વ્રત ઉત્સવ અને યાત્રા સંબન્ધી છોકરાંઓને થોડુંક જ્ઞાન આપવાનો વિચાર થયો.

એટલામાં વસન્તરાયે પૂછ્યું: મહેતાજી સાહેબ, આપે જે મહાયજ્ઞો કહ્યા તે સિવાય બીજા મહાયજ્ઞો પણ આપણે રામાયણમાં અને મહાભારતમાં વાંચ્યા છેઃ રામચન્દ્રજીએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, અને યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો હતો. એ બધા યજ્ઞો તે મહાયજ્ઞો નહિ?

મહેતાજી:—ખરા; પણ તે જુદી રીતે: રાજા વગેરે મ્હોટા લોક કરે, બહુ લોક એમાં ભાગ લે, અને બહુ દહાડા એ ચાલે તેથી એ 'મહાયજ્ઞ' કહેવાય. પણ પ્રભુની ભક્તિ કરવી, વિદ્યા ભણવી, પૂર્વજોને સંભારવાં, ભૂખ્યાં તરસ્યાંને અન્ન જળ આપવાં, અને પ્રાણીમાત્ર પ્રત્યે દયા રાખવી તથા તેઓને પાળવાં—એ પાંચ યજ્ઞ તો દરેક મનુષ્યે કરવાના, અને તે બહુ જ અગત્યના, તેથી 'મહાયજ્ઞ'.

ચુનીલાલ:—મહેતાજી સાહેબ, આ બે સિવાય ત્રીજી જાતના કોઇ યજ્ઞો હશે?

મહેતાજી:—હા; દરેક ઋતુએ કરવાના યજ્ઞ.

વેણીલાલ:—ત્યારે, એ તો હવે કોઇ કરતું નથી!

મહેતાજી:—કરે છે. જેમ અગ્નિપૂજામાંથી શિવપૂજા થઈ અને એ જ તરેહનાં વૈદિકધર્મના બહારના આકારમાં બીજા ઘણા ફેરફાર થયા, તેમ એ ધર્મના પ્રાચીન યજ્ઞોએ પણ નવું રૂપ ધારણ કર્યું. તમે નવરાત્રના દિવસમાં ઝવેરા વાવ્યા હતા અને માતાજી આગળ હોમ કર્યો હતો એ વર્ષાઋતુ પૂરી થઈ ને શરદ્ ઋતુ બેઠી તે વખતનો યજ્ઞ હતો. તે જ પ્રમાણે હવે થોડા દહાડા પછી તમે હોળી સળગાવી એમાં નવો કેરીનો મ્હોર, ઘઉંની ઊંબીઓ વગેરે હોમશો, એ શું છે? વસન્તઋતુનો યજ્ઞ છે. એ સર્વ યજ્ઞોમાં, પ્રભુકૃપાથી આ જગત્માં આપણે જે જે સારા પદાર્થો પામીએ છીએ એ પ્રભુને ધરાવીને આપણે કામમાં લેવા એમ કહેવાનું તાત્પર્ય છે. અને એ યજ્ઞો આપણે સૌ એકઠા મળીને કરીએ—એટલે ઉત્સવ થાય. આપણા સર્વ ઉત્સવો આ રીતે તે તે ઋતુના યજ્ઞમાંથી અથવા તો તે તે દેવના યજ્ઞમાંથી ઉત્પન્ન થયા છે. વળી યજ્ઞ કરવા બેસનારે પવિત્રતાના, અને ઇન્દ્રિયો તથા મન વશ કરવાના, કેટલાક નિયમો પાળવાના હોય છે. એ નિયમ તે 'વ્રત': જેમકે અમુક વખત સુધી અન્ન ખાવું નહિ, બહુ તો ફળ મૂળ લેવાં—જેથી આ સ્થૂળ શરીર દબાતું રહે અને ઇન્દ્રિયો અને મન પવિત્રતાને માર્ગે દોરાય. સોમપ્રદોષ એકાદશી શિવરાત્રિ વગેરે ઉપવાસ તે મન અને ઇન્દ્રિયો વશ કરી ઈશ્વરનું યજન—એટલે પૂજન, ભજન—કરવા માટે છે. હિન્દુધર્મનાં પુસ્તકો અને લોકરૂઢિમાં તીર્થયાત્રાનો મહિમા કહ્યો છે તે પણ પ્રભુભક્તિ વધારે લાગણીથી કરવા સારૂ છે. નદી, પર્વત, વન વગેરે સ્થળે પ્રભુની લીલા વિશેષ નીહાળાય છે તે માટે

તે તે સ્થળે જવાનું શાસ્ત્રમાં કહ્યું છે. હિમાલયમાંથી ગંગા પડે છે, આગળ ચાલતાં ગંગા સાથે યમુના ભળે છે, વળી આગળ ચાલતાં ગંગા યમુનાનાં એકઠાં વ્હેતાં જળ, એક સ્થળે દિશા બદલે છે— અને તે સાથે બીજી નાની નદીઓ ઉમેરાય છે, એ દેખાવ બહુ ભવ્ય અને રમ્ય છેઃ તેથી ગંગાદ્વાર, બદરિકાશ્રમ, હરિદ્વાર, પ્રયાગ, વારાણસી ( કાશી ) વગેરે યાત્રાનાં સ્થાન બન્યાં છે. એ જ પ્રમાણે જ્યાં રામકૃષ્ણ વ્યાસ વગેરે મહાપુરુષો વસી ગએલા કહેવાય છે તે તે સ્થળ પણ જેમને નર્મદા, ગોદાવરી વગેરે નદી કાંઠેનાં તીર્થો—મથુરા, દ્વારકા વગેરે નગરીઓ—એ મહાપુરુષોના સંબન્ધથી મહિમાવાળાં ગણાય છે.

---

કુંભ=કુંભરાશિમાં સૂર્ય; એ નામનું પર્વ, કાળ.

હોલિકા સુધારણા મંડળ=આપણામાં હોળીનો તહેવાર બગડી ગયો છે તેને સુધારવા માટે યત્ન કરનાર મંડળ.

સોમપ્રદોષ=સોમવારનો રાત પડતાંનો સમય; એના દિવસ-ભાગમાં ઉપવાસ કરવો અને રાત્રે જ ખાવું.

---

૨૮

# સામાન્ય ધર્મ.

આવતી કાલે ધર્મશિક્ષણનો વર્ગ શાળાના મકાનમાં જ બેસશે, એમ પહેલે દહાડે મહેતાજીએ જાહેર કર્યું હતું, બીજે દહાડે નિશાળ ઊઘડતાં વિદ્યાર્થીઓ આવીને જુવે છે તો ધર્મશિક્ષણ આપવાના વિશાળ ખંડમાં બારણા ઉપર તથા અંદર ભીંતે, સુન્દર પાટીઆં લાગી રહ્યાં છે! એમાં સીધા, મરોડદાર, ભાતભાતના, રંગ પૂરેલા, કે સુન્દર વેલથી શણગારેલા અક્ષરોમાં હિન્દુધર્મનાં પુસ્તકોમાંથી સારાં સારાં વચનો ( ગુજરાતી ભાષાન્તર સાથે ) ઊતાર્યાં હતાં. પેસતાં જ બારણા ઉપર એક કમાન છે તેમાં—

**। यतो धर्मस्ततो जयः ।**

= **જ્યાં ધર્મ ત્યાં જય** એમ મ્હોટા સુનેરી અક્ષરે લખ્યું છે. અને એની નીચે બારણાને મથાળે આ પ્રમાણે લેખ છે.

धर्मं चरत माऽधर्मं सत्यं वदत नानृतम् ।
दीर्घं पश्यत मा ह्रस्वं परं पश्यत माऽपरम् ॥

= ધર્મ આચરો, અધર્મ નહિ; સત્ય બોલો, અસત્ય નહિ; દીર્ઘ દૃષ્ટિ કરો, ટૂંકી નહિ: દૃષ્ટિ ઊંચી રાખો, નીચી નહિ.

પછી, અંદર આવતાં સામી ભીંતે પાટીયું છે તે ઉપર લખ્યું છે:

सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः ।

= સત્ય બોલ, ધર્મ આચાર, તારા અભ્યાસમાં ચૂકીશ નહિ.

અને એ જ પાટીઆની બે બાજુએ બે પાટીઆં છે. તેમાં એકમાં લખ્યું છે:

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પવિત્રતા પાળવી, ઇન્દ્રિયોને કબજે રાખવી—આ ચારે વર્ણનો એકઠો ધર્મ મનુએ કહ્યો છે.

અને બીજામાં લખ્યું છે:

अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता ।
भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥

= હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, કામ ક્રોધ અને લોભ ન કરવા, અને પ્રાણી માત્રનું પ્રિય અને હિત થાય એવું કરવા પ્રયત્ન કરવો—એ સર્વ વર્ણનો ધર્મ છે.

આની સામી દિવાલે એક મ્હોટું પાટીયું છે:

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥

= વિદ્વાનો જે સત્પુરુષ હોય અને નિત્ય રાગદ્વેષથી મુક્ત હોય—એવાઓએ જે સેવ્યો હોય અને હૃદયથી પસંદ થતો હોય—તે ધર્મ તમે જાણો.

અને આ પાટીઓની બે બાજુએ બે પાટીઆં મૂકયાં છે તેમાં એકમાં—

श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।

आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥

= ધર્મનું સર્વસ્વ (સાર) સાંભળો, અને સાંભળીને હૃદયમાં ધારણ કરો. તે એ કે—જે આપણને પોતાને ન ઠીક પડે તે સામાને કરવું નહિ.

અને બીજામાં,

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।

परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

= અડધા શ્લોકમાં હું તમને કહીશ, જે કરોડો ગ્રન્થવડે કહેવાએલું છે. અને તે એ કે—બીજાને ઉપકાર કરવો એ પુણ્ય, અને બીજાને પીડા કરવી એ પાપ—

આ પ્રમાણે લખ્યું છે.

બીજી બે દિવાલે સામસામા બે લેખ મૂકયા છે. એકમાં.

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ॥

= દૈવી સંપત્ (ગુણ-વૃત્તિ) મોક્ષ આપે છે; આસુરી સંપત્ બન્ધ ઊપજાવે છે.

અને તે સામે છોકરાંઓને નિત્ય નજરે પડે એમ—

आदित्यचन्द्रावनिलोऽनलश्च द्यौर्भूमिरापो हृदयं यमश्च ।

अहश्च रात्रिश्च उभे च सन्ध्ये धर्मोऽपि जानाति नरस्य वृत्तम् ॥

= સૂર્ય, ચન્દ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ, હૃદય, નિયન્તા પ્રભુ, દિવસ, રાત્રિ, સાંઝ અને સવાર, અને ધર્મ પોતે—એ મનુષ્યનું વર્તન જાણે છે.

આ પ્રમાણે અબીર રંગથી એક શ્લોક ચીતર્યો છે.

છોકરાંઓ આ સર્વ વાંચતાં વાંચતાં ફરે છે. એટલામાં થોડીક વારે નિશાળનો ઘંટ થયો અને ધર્મશિક્ષણનો વર્ગ ગોઠવાઇ ગયો. મહેતાજી આવ્યા. સૌએ નમન કર્યું. અને શિક્ષણનું કામ શરૂ થયું.

મહેતાજી:—છોકરાંઓ, તમને આજ આ ખંડ શણગારેલો ગમ્યો ?

વસન્તરાયઃ—હા, જી; બહુ જ સારો દેખાય છે. હમેશાં આ પ્રમાણે જ રાખ્યો હોય તો કેવું સારૂં !

મહેતાજી:—વારૂ, રાખીશું. પણ સાથે તમે પણ આ પાટીઆ ઉપર લખેલાં વાક્યો તમારા મનમાં ચોંટાડી રાખજો.

રમણુલાલ:—સાહેબ, એ અમે વારંવાર વાંચીશું અને યાદ રાખીશું. અમને એ બહુ ગમે છે.

સાહેબ, આ પાટીઆં કોણે ચીતર્યાં છે?

મહેતાજી:—મોરાર કરીને એક ચીતારો છે તેણે.

વિચારચન્દ્ર:—સાહેબ, હું એને ઓળખું છું. મારા ઘરથી થોડેક દૂર રહે છે. એ બહુ સારો છે.

મહેતાજી:—માણુસ બહુ સારો છે કે ચીતારો બહુ સારો છે?

વિચારચન્દ્ર:—સાહેબ, એ માણુસ બહુ સારો છે, અને ચીતારો તો કેવો સારો છે એ આપણે નજરે જોઇએ છીએ જ.

મહેતાજી:—વારૂ, પણ એ ચીતારાનું કામ સારૂં કરતો હોય, છતાં તે દારૂ પીને પડી રહેતો હોય અને કામ વખતસર કરી ન આપે, પાટીઆં સાગનાં કહીને દેવદારનાં વાપરે, અને પોતાની ખરી મહેનત પ્રમાણે ભાવ ન લેતાં આપણુને છેતરે તો તે કેવો કહેવાય?

વિચારચન્દ્ર:—ચીતારો ગમે તેવો સારો, પણ માણુસ ખરાબ.

મહેતાજી:—વારૂ, ત્યારે આ એક વાત સૌ ધ્યાનમાં રાખો કે માણુસના પોતપોતાના વિશેષ ધન્ધાની આવડ ઉપરાંત માણુસ તરીકે કેટલાક સામાન્ય નીતિના ગુણો છે એ દરેક મનુષ્યે કેળવવા જોઇએ— એને હિન્દુધર્મનાં શાસ્ત્રોમાં 'સાર્વવર્ણિક' એટલે કે સર્વ વર્ણુના સામાન્ય ધર્મો કહે છે. વિશેષ ધર્મ—તે તે વર્ણુના ધર્મ-ગમે તેટલા પાળીએ પણ સામાન્ય ધર્મ વિના એ નકામા છે.

એ ધર્મો પેલી ભીંતના પાટીઆ ઉપર લખ્યા છે એ તમે વાંચ્યા હશે.

રમણુલાલ:—હા, સાહેબ; એમાં મને અડધા શ્લોકમાં જે ધર્મ અધર્મની વ્યાખ્યા આપી છે એ બહુ ગમી: કે—

परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

= બીજાનો ઉપકાર કરવો એ પુણ્ય, અને બીજાને પીડા કરવી એ પાપ.

---

સામાન્ય=સૌના એકઠા. | વિશેષ=દરેકના જુદા જુદા.

૨૯

# આત્મા: ૧.

મહેતાજી:—છોકરાંઓ પરમેશ્વર સંબન્ધી હિન્દુ ધર્મનું શું કહેવું છે એ વિષે આપણે કેટલુંક જાણ્યું; અને તે પછી, આ દુનીઆમાં કેવી રીતે રહીએ ચાલીએ તો પ્રભુ આપણને મળે એ વિષે પણ હિન્દુ ધર્મના મુખ્ય મુખ્ય વિચારો જોયા. હવે આપણે આપણા વિષયના ત્રીજા ભાગ ઉપર આવીએ. એમાં આપણે જે સવાલના જવાબ શોધવા છે તે એ છે કે—આપણે ખરેખર શું છીએ? ક્યાંથી આવ્યા છીએ? અને ક્યાં જવાનું છે? જો એમ ઠરે કે આ શરીર દેખાય છે તે જ આપણે, આપણે જન્મતાં પહેલાં કાંઇ જ ન હતા અને મુવા પછી કાંઇ જ નહિ હઇએ,—શરીર ચિતામાં બળને ભસ્મ થઈ ગયું પછી આપણે ક્યાંય કોઇને જવાબ દેવાનો નથી, માટે ખાઓ પીઓને મજેહ કરો!—જો આમ ઠરે, તો અત્યાર સુધી પરમેશ્વર સંબન્ધી અને એને ગમતા માર્ગ સંબન્ધી આપણે જે જે વિચાર કર્યા એ બધા નકામા. પણ ખરૂં જોતાં એમ ઠરે એમ નથી. ખરી વાત એ છે કે આપણે આત્મા છીએ—જે આત્મા આપણો આ દેહ જન્મતા પહેલાં હતો, અને મરણ વખતે આપણો દેહ પડી બળીને ભસ્મ થઈ જશે ત્યાર પછી પણ રહેશે.

આ વિષય જાણવાની પ્રાચીન ઋષિઓના કાળમાં તમારા જેવા જ એક બાળકને કેવી ઇચ્છા થઇ હતી એ વિષે હું તમને એક વાત કહું એ સાંભળો.

પ્રાચીનકાળમાં નચિકેતા નામે એક પ્રામાણિક છોકરો હતો. એનો બાપ યજ્ઞમાં ઘરડી કૂબડી અને વસૂકેલી ગાયો બ્રાહ્મણને દાનમાં આપતો હતો. એ જોઇને નચિકેતાને થયું કે—પિતાજી નકામી થઇ ગએલી વસ્તુઓનું દાન કરે છે, પણ પોતાને વ્હાલી એવી એક પણ ચીજ આપતા નથી! અને એ કર્યા સિવાય તે યજ્ઞ કર્યો શેનો કહેવાય? તેથી એણે પિતાને કહ્યું: "પિતાજી! તમે નકામી નકામી વસ્તુઓનું દાન કરો છો, પણ એક પણ વ્હાલી વસ્તુ કોઇને આપતા નથી!" એક વાર કહ્યું, બે વાર કહ્યું, એટલે પિતા ચ્હીડાઇને બોલ્યા.

"લે, ત્યારે તને જ આપું." નચિકેતા: "કોને આપશો ?" પિતા ( વિશેષ ચ્હીડાઇ ): "યમરાજાને." નચિકેતાએ વિચાર કર્યો કે આ ધાન્ય જેમ ઊગે છે અને લણાય છે તેમ મનુષ્ય પણ જન્મે છે અને મરે છે—ઘણા મર્યા અને ઘણા મરશે: માટે મૃત્યુથી ડરવું નહિ. પછી હિંમતથી ઉત્તર આપ્યો: "ખુશીથી મને યમને ઘેર મોકલો." પિતાએ એને યમને ઘેર મોકલ્યો. તે વખતે યમરાજા ઘેર નહોતા. તેથી ત્રણ દહાડા એને યમરાજાને ઘેર ભૂખ્યા તરસ્યા વાટ જોઇ પડી રહેવું પડયું. યમરાજા ઘેર આવ્યા ત્યારે નચિકેતાને જોઇ, અતિથિ તરીકે એનો સત્કાર કરવામાં વિલંબ થયો તે માટે એની ક્ષમા માગી, અને ત્રણ દહાડા વગર સત્કારે પડી રહેવું પડયું તેથી ત્રણ વરદાન માગી લો એમ કહ્યું. તે ઉપરથી નચિકેતાએ ત્રણ વરદાન માગ્યાં: "હે યમરાજ ! એક તો મારા પિતા મારા ઉપર ગુસ્સે થયા છે તે પ્રસન્ન થાઓ; બીજું, જે સ્વર્ગનો અગ્નિ છે તેનું સ્વરૂપ મને સમજાવો; અને ત્રીજું, મુવા પછી માણસનું શું થાય છે તે મને કહો: કોઇ કહે છે મુવા પછી પણ એ રહે છે અને કોઇ કહે છે કે નાશ પામે છે, એમાંથી ખરૂં શું હશે એ કહો." યમરાજાએ પહેલું વરદાન આપ્યું, બીજું આપ્યું, પણ ત્રીજું આપતાં ખચકાયા અને કહ્યું: "નચિકેતા ! આ વિષય ઘણો ઝીણો છે, જાણવો સ્હેલો નથી. માટે એને બદલે બીજું કંઇ વરદાન માગી લે." એમ કહીને યમરાજા એને છૈયાં-છોકરાંનું સુખ, દીર્ઘ આયુષ્ય, અને હાથી–ઘોડા–રથ–ખજાના–મહેલો વગેરે સંપત્તિ આપવા માંડયા, પણ નચિકેતાએ એ લેવા સાફ ના પાડી, અને જુસ્સાથી કહ્યું: "હે દેવ ! આ હાથી ઘોડા ગાન તાન આપની પાસે જ રાખો. મને તો દુનીઆનાં સર્વ સુખો તૃણ જેવાં લાગે છે. મારે તો માત્ર એક જ વસ્તુ જોઇએ અને તે એ કે આત્મા છે કે નહિ, અને છે તો કેવો છે એ કહો." યમરાજા નચિકેતાનો આ ઉત્તર સાંભળી બહુ પ્રસન્ન થયા, અને એને આત્મા વિષે જ્ઞાન આપ્યું.

મહેતાજીએ પાઠ પૂરો કર્યો એમ એમના વિરામ પામતા સ્વર ઉપરથી લાગ્યું, અને તેથી મણિરાયે પૂછ્યું: "મહેતાજી સાહેબ, પણ યમરાજાએ નચિકેતાને આત્મા વિષે શું જ્ઞાન આપ્યું એ તો આપે અમને કહ્યું નહિ."

**મહેતાજી:**—**યમરાજાએ** નચિકેતાને કહ્યું હતું કે આ વિષય બહુ ઝીણો છે એ ખોટું નહોતું. વિષય ખરેખર બહુ ઝીણો છે. પણ નચિકેતાના જેવો તમને પણ આમાં રસ આવતો જોઇ હું રાજી થાઉં છું. અને **યમરાજાએ** આપેલા જ્ઞાનમાંથી એક બે બાબતો જે તમારાથી સમજી શકાય એવી છે તે કહું છું:—

**યમરાજાએ** કહ્યું:—નચિકેતા! બે પદાર્થો આ સંસારમાં માણુસ આગળ આવી ઊભા રહે છે: એક શ્રેય અને બીજું પ્રેય. (શ્રેય તે સારૂં સારૂં–મનગમતું, મોજમજાહનું; અને શ્રેય તે હિતકારક) એમાંથી ડાહ્યો માણુસ બીજું જ પસંદ કરે છે અને તે તેં પસંદ કર્યું તેથી તારા ઉપર હું બહુ રાજી થયો છું. હવે આત્મા વિષે કહું તે સાભળ: શરીર તે એક રથ છે, અને એમાં રથનો સ્વામી આત્મા બેઠેલો છે. બુદ્ધિ એ એનો સારથિ છે, મન એ એણે ઝાલેલી ઘોડાની લગામ છે, અને ઇન્દ્રિયો તે ઘોડા છે: એ ઘોડા વિષયો (ભોગવવાની વસ્તુઓ) પ્રત્યે દોડે છે, એ બહેકી ન જાય અને ફાવે તેમ દોડી રથને પોતાને અને રથમાં બેઠેલા સર્વને ખાડામાં ન નાંખે તે માટે બુદ્ધિરૂપી સારથિ સારો જોઇએ. સારથિ સારો હોય તો તે રથના સ્વામીને એટલે આત્માને એને ખરે ધારેલે મુકામે—પરમાત્માને ધામે—પહોંચાડે.

નચિકેતા એ જ્ઞાન પામી પિતા પાસે આવ્યો, અને પિતાએ એને પ્રેમથી બોલાવ્યો. આ વાતમાંથી એક એ પણ સમજજો કે જે પ્રામાણિક છે, મરવાથી બ્હીતો નથી, અને દુનીઆની મોજમજાહથી લલચાતો નથી એ જ આત્માને જાણી શકે છે.

---

દૂબળી=બેડોળ, એકાદ અંગ વગરની.
વસૂકેલી=દૂધ દેતી બંધ થએલી.
અતિથિ=મેમાન.
સ્વામી=ધણી.
ધામ=સ્થાન, ઠેકાણું.

---

૩૦.

# આત્મા: ૨.

## શરીરમાં છે, અને છતાં શરીરથી જુદો જ, તથા જુદા પ્રકારનો છે.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, આપે કાલે અમને નચિકેતા અને યમરાજાની વાત કહી તે અમને બહુ ગમી. પણ એમાં યમરાજાએ જે કહ્યું કે આત્મા તે આ શરીરરૂપી રથમાં બેઠેલો રથનો સ્વામી છે એ ન સમજાયું. શરીરથી આત્મા જુદો કેવી રીતે હોઇ શકે?

મહેતાજી:—તારો પ્રશ્ન સારો છે. બધાં દૃષ્ટાન્ત અધૂરાં છે એમ પરમેશ્વર વિષે બોલતાં આપણે કહેવું પડયું હતું એ સાંભરે છે? એ જ રીતે અહીં પણ સમજવાનું છે. પેલો શ્વેતકેતુ અને એનો પિતા તો તમને યાદ હશે. એ બે જણા વચ્ચે થએલી વાતોમાં એક વાત એવી છે કે પિતાએ, શરીર ઉપરાંત આત્મા એવું કાંઇક છે અને તે શરીરને એક ખૂણે–રથમાં રથના સ્વામીની માફક—બેઠેલો નથી પણ આખા શરીરમાં વ્યાપેલો છે, એ એક બહુ સાદા દૃષ્ટાન્તથી સમજાવ્યું છે. પિતાએ શ્વેતકેતુને કહ્યું: "શ્વેતકેતુ! જો આ ઝાડના મૂળમાં કુહાડી મારી હોય તો એ જીવતું છે તેથી એમાંથી રસ ઝરે; એની વચમાં–થડમાં–મારી હોય તો પણ એ જીવતું છે તેથી એમાંથી પણ રસ ઝરે; અને ટોચે મારી હોય તોપણ એ જીવતું છે તેથી એમાંથી પણ ઝરે; પણ એની શાખામાંથી જીવ જતો રહે તો તે સૂકાઇ જાય; બીજીમાંથી જતો રહે તો તે સૂકાઇ જાય; ત્રીજીમાંથી જતો રહે તો તે સૂકાઇ જાય—અને આમ એક પછી એક કરતાં, આખા વૃક્ષમાંથી જીવ જતો રહે તો આખું વૃક્ષ સૂકાઇ જાય. ત્યારે એ ઉપરથી સમજવાનું કે આ જીવ વિનાનું થયું એટલે મર્યું: જીવ પોતે મરતો નથી, પણ એ વિનાનું થવાથી એ જેમાં રહેતો હતો તે—દેહ મરે છે." આમ શ્વેતકેતુના પિતાએ એને એક સાદો દાખલો આપીને દેહમાં આત્મા રહેલો છે, પણ દેહ તે જ આત્મા નથી એ વાત સમજાવી હતી.

બીજું, જે આત્મા હોવું આપણને ગમે છે એ ખરેખર કેવો અદ્ભુત પદાર્થ છે એ સમજાવનારી હું તમને એક વાત કહું તે સાંભળોઃ

દેવોએ અને અસુરોએ સાંભળ્યું કે આત્મા જરા (ઘડપણ) મરણ રોગ ભૂખ તરશ વગેરે સર્વ દોષોથી રહિત છે, અને એ વિષેનું જ્ઞાન પ્રજાપતિ આપે છે. તે ઉપરથી દેવોનો રાજા ઇન્દ્ર અને અસુરોનો રાજા વિરોચન બંને પ્રજાપતિ પાસે ગયા, અને બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી એમની પાસે રહ્યા. બત્રીસ વર્ષે પ્રજાપતિએ એમને પૂછ્યું: "હે ઇન્દ્ર અને વિરોચન! તમે શું શીખવા આવ્યા છો?" બંનેઃ "મહારાજ, પિતાજી, આત્મા તે શું છે એ જાણવા અમે આવ્યા છીએ." ત્યારે પ્રજાપતિએ એમને કહ્યું: "જુવો—આંખમાં જે આ પુરુષ દેખાય છે તે આત્મા." ઇન્દ્ર–વિરોચનઃ "મહારાજ, પાણીમાં કે ચાટલામાં જોઇએ છીએ ને જે દેખાય છે તે આત્મા ને?" પ્રજાપતિઃ "હા."

પછી બંને જણાએ એક પાણી ભરેલા વાસણમાં જોયું, અને જોઇ આવીને કહ્યું:

"મહારાજ, અમે આત્મા જોયોઃ નખથી તે શિખ સુધી, માથાથી તે પગ સુધી."

પ્રજાપતિઃ—"વારૂ."

પછી ઇન્દ્ર અને વિરોચન બંને પોતપોતાને ઘેર જવા નીકળ્યા. વિરોચન તો પોતાના અસુરોના મંડળમાં પહોંચ્યો અને સૌને આ વસ્ત્ર–અલંકાર પહેરનાર દેહ તે જ આત્મા એમ જડવાદનો ઉપદેશ કર્યો. પણ ઇન્દ્ર એથી સન્તોષ પામ્યો નહિ. એ તો અડધે રસ્તેથી જ પાછો ફર્યો અને પ્રજાપતિ પાસે આવ્યો. અને બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી એમની પાસે હાથ જોડીને ઊભો અને પૂછ્યું: "મહારાજ! આવા આત્માથી તો મને સન્તોષ થયો નહિ—આ શરીરને જેવાં વસ્ત્રઅલંકાર પહેરાવીએ છીએ તેવાં વસ્ત્ર–અલંકાર વાળો એ દેખાય છે. શરીર લંગડું તો એ લંગડો, શરીરમાં આંખ નહિ તો એને પણ નહિ! એવા આત્મામાં તો મને કાંઈ મઝા પડતી નથી." ત્યારે પ્રજાપતિએ કહ્યું: "વારૂ. તો, આ સ્વપ્નામાં ફરતો દેખાય છે તે આત્મા." આ ઉપદેશ સાંભળીને ઇન્દ્ર ગયો, પણ ફરી અડધેથી પાછો આવ્યો. અને ફરી બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી પ્રજાપતિ પાસે

બેઠો અને પૂછ્યું: "મહારાજ! એ તો ખરૂં કે આ શરીર આંધળું લૂલું હોય છે છતાં એ સ્વપ્નામાં દેખાતો આત્મા આંધળો લૂલો હોતો નથી—પણ સ્વપ્નાના એ આત્માને કોઇ મારે છે કૂટે છે તો તે દુઃખી થાય છે, રૂવે છે: એવા આત્મામાં તો મને કાંઇ આનન્દ આવતો નથી." ત્યારે પ્રજાપતિએ કહ્યું: "વારૂ. ત્યારે, સ્વપ્ન વગરની ઊંઘની દશામાં જે હોય છે તે આત્મા." ઇન્દ્ર આ ઉપદેશ સાંભળીને ગયો, પણ એથી એને સન્તોષ ન થતાં અડધેથી પાછો આવ્યો. અને બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી પ્રજાપતિ પાસે જઇને બેઠો ને કહ્યું: "મહારાજ! આપે આ નવા બતાવેલા આત્મામાં કાંઇ દુઃખ જણાતું નથી એ ખરૂં, પણ જ્યાં હું છું એવું પણ કાંઇ જણાતું નથી (ગાઢ નિદ્રાને લીધે) એ શા કામનું? માટે મને તો આ આત્મા પણ ગમ્યો નહિ." પછી પ્રજાપતિએ બીજાં પાંચ (કુલ ૩૨×૩+૫=૧૦૧) વર્ષ બ્રહ્મચર્ય પળાવીને આત્માનો ઉપદેશ કર્યો. આ વાતનું તાત્પર્ય કે—આત્મા કે જે આપણા આનન્દનું સ્થાન છે, જે હોવું આપણને ગમે છે, એ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ (ગાઢ નિદ્રા)—એ ત્રણ અવસ્થામાં રહેલો દેખાય છે, પણ તેમ છતાં એ ત્રણે અવસ્થાની પાર છે.

---

સ્વામી=ધણી.
દૃષ્ટાન્ત=દાખલો.
અદ્ભુત=આશ્ચર્ય પમાડે એવો.
જડવાદ=આ જડશરીર એ જ આત્મા બીજો આત્મા નથી એમ કહેવું.
દેહ=શરીર.
ગાઢ=જાડી; જેમાં સ્વપ્ન સરખું પેશી શકે નહિ એવી.
પાર=પેલી તરફ.
પ્રજાપતિ=પરમેશ્વર, ઉત્પન્ન થએલી વસ્તુ માત્રનો પિતા, ધણી.

૩૧

# જીવાત્મા અને પરમાત્મા: ૧.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, આપે કાલે કહ્યો તેવો અદ્‌ભુત આત્મા કોણે ઉત્પન્ન કર્યો હશે? અને શેમાંથી ઉત્પન્ન થયો હશે?

મહેતાજી:—હિન્દુધર્મમાં આત્માને ઉત્પન્ન થયો માનતા નથી. એ અનાદિ છે, એટલે કે એને આદિ કહેતાં આરંભ, શરૂઆત, અમુક દહાડેથી એ થયો, એવું નથી.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, ત્યારે આપણે બધાં પ્રભુનાં બાળક છીએ એમ કહેવાય છે તે?

મહેતાજી:—એનો અર્થ કે જેમ અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ આપણે પ્રભુમાંથી નીકળીએ છીએ. પણ તણખા તે કાંઇ નવો પદાર્થ ઉત્પન્ન થતો નથી, એ તો એ જ અગ્નિ મ્હોટા ભાગમાંથી છૂટો પડી ઝીણો દેખાય છે અને તે તણખો કહેવાય છે, તેમ આત્મા અને પરમાત્મા તે એક જ પદાર્થ છે.

વિચારચન્દ્ર:—પણ, સાહેબ, જેમ તણખો અગ્નિમાંથી નીકળે છે તેમ આપણે પરમાત્માંથી નીકળીએ છીએ તો ખરા ને?

મહેતાજી:—હા; પણ તે એવા અર્થમાં કે પરમાત્માની શક્તિ જે આ-પણી આસપાસ પથરાએલી છે અને જે 'પ્રકૃતિ' કહેવાય છે—તેનો આપણો દેહ બનેલો છે, અને એ દેહને લીધે આપણે આ જીવ બન્યા છીએ. બાકી, કાંઇ તણખા જેમ અગ્નિની બહાર નીકળે છે તેમ આપણે કાંઇ પરમાત્માની બહાર નીકળતા નથી. પરમાત્માની બહાર એવું શું હોય? પરમાત્મા તો સર્વવ્યાપક, સર્વરૂપ છે.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, ખરૂં; અને તેથી જ ત્યારે પ્રકૃતિ તે માતા એમ ખરૂં ને?

મહેતાજી:—હા; પણ પરમાત્મા અને પરમાત્માની શક્તિ એ બે જુદી વસ્તુઓ નથી—તેજ અને તેજની શક્તિ, દીવો અને દીવાની પ્રકાશ આપવાની શક્તિ, એ બે જુદાં નથી તેમ. પરમાત્મા એ જ પરમાત્માની શક્તિ છે અને તેથી પરમાત્માને પિતા અને માતા બંને

કહી શકાય છે? હવે આ ઉપરાંત પરમાત્માને એક બીજી ઉપમા અપાય છે એ જાણો છો?

સેવકલાલ:—હા. સાહેબ, રાજાની.

મહેતાજી:—ખરૂં. હવે એનું કારણ કહો.

સેવકલાલ:—રાજાની માફક પરમેશ્વર પણ આપણે માટે નીતિના અને આ સૃષ્ટિના નિયમોના કાયદા બાંધે છે; ખોટે માર્ગે જતાં રોકે છે અને સારે માર્ગે ચઢાવે છે; આપણે દોષ કરીએ તો શિક્ષા કરે છે; અને સારી રીતે ચાલીએ તો રાજી રહે છે અને ઇનામ પણ આપે છે.

મહેતાજી:—બરાબર. હવે આ સાથે આટલું ધ્યાનમાં રાખજો કે રાજા એ સખ્ત ન્યાયની મૂર્તિ છે, અને માતાપિતા એ વાત્સલ્ય( માત-પિતાનો છોકરાં ઉપરનો ભાવ )ની મૂર્તિ છે, અને તેથી આ બીજો ભાવ વિશેષ બતાવવો હોય ત્યારે આપણે માતાપિતાની ઉપમા આપીએ છીએ. હવે ત્રીજી કોઇ ઉપમા અપાતી તમે જાણો છો?

છોકરાંઓએ આ સાંભળી નહોતી તેથી કોઇ ઉત્તર આપી કર્યું નહિ.

મહેતાજી:—જીવ અને ઇશ્વરને કેટલીક વાર 'સખા'-મિત્ર-ની ઉપમા પણ અપાય છે. રાજાને બદલે માતા-પિતાની ઉપમા કોમળતા બતાવે છે, પણ એમાં પણ એક ખામી છે. માતા-પિતા સાથે આપણે માનથી વર્તીએ છીએ, દુઃખને વખતે એમનો આશરો લઇએ છીએ, પણ હૃદય ખોલીને પૂરેપૂરી છૂટથી દુઃખ-સુખ બંનેની વાતો કરવી એ તો મિત્ર જોડે જ કરીએ છીએ. તેથી પરમાત્માને ગીતામાં 'સખા' એટલે મિત્ર કહેવામાં આવે છે. વેદ કહે છે કે આ સંસારરૂપી વૃક્ષ ઉપર બે જોડીઆં પંખી મિત્રો બેઠાં છે, તેમાંનું એક એ વૃક્ષનું મીઠું ફળ ખાવા લોભાય છે અને ખાય છે અને બીજું એ ફળ જોયા કરે છે પણ ખાતું નથી: ખાનાર પક્ષી તે જીવ, અને જોનાર માત્ર તે પરમાત્મા. આપણા હૃદયમાં પણ આપણો અને પરમાત્માનો એકઠો વાસ છે, પણ આપણે આ સંસારના ભોગ ભોગવવા લોભાઇએ છીએ, અને પરમાત્મા સાથે રહ્યો રહ્યો જુવે છે તથા એક મિત્રની માફક આપણને ચેતવે પણ છે.

હવે એક જાણવા જેવી વાત કહું: આ બે સખાનાં નામ આપણાં ઇતિહાસ-પુરાણમાં નર ( પુરુષ: જીવ ) અને નારાયણ ( પરમાત્મા )

ક્યાં છે, અને એ નર અને નારાયણના અવતાર તે અર્જુન અને કૃષ્ણ; એ સખા—તેમાં પરમાત્મા તે આ સંસારમાં જીવાત્માને યોગ્ય માર્ગે દોરનાર ચલાવનાર, તેથી કૃષ્ણ તે સંસારરૂપી રણક્ષેત્રમાં અર્જુનના સારથિ.

કૃષ્ણ જેવાને વ્યાસજીએ અર્જુનના સારથિ કેમ બનાવ્યા હશે એની ઝીણી મતલબ આજ છોકરાંને સમજાઇ, અને સૌ આનન્દ પામ્યાં.

---

ઉપમા=દાખલો.
સારથિ=રથમાં સાથે બેશી રથ હાંકનાર.
વ્યાસજી=મહાભારત—જેમાં ગીતા આવેલી છે—તેના કર્તા.
રણક્ષેત્ર—લઢાઇની ભૂમિ.

---

૩૨

# જીવાત્મા અને પરમાત્મા: ૨.

પહેલા દિવસના કામ ઉપર વિચાર કરી, આગળ ચાલવું એમ શિક્ષણનો રિવાજ હતો.

મહેતાજી:—છોકરાંઓ, ગઇ કાલે આપણે જીવાત્મા અને પરમાત્માના સંબન્ધીનાં કેટલાં દૃષ્ટાન્તો સમજ્યા?

છોકરાંઓ:—ત્રણ.

મહેતાજી:—ક્યાં, ક્યાં?

સુમતિશંકર:—એક રાજા-પ્રજાનું, બીજું માબાપ અને છોકરાંનું, અને ત્રીજું બે મિત્રોનું.

મહેતાજી:—એમાં આ છેલ્લા દૃષ્ટાન્તમાં તમને કાંઈ ખામી જણાઇ?

સુમતિશંકર:—હા, સાહેબ, આપણો અને પરમાત્માનો સંબન્ધી એકલો મિત્ર જેવો નથી. મિત્ર તો સરખા હોય: આપણે ને પરમેશ્વર કાંઈ સરખા છીએ? મિત્રના ભાવ સાથે રાજા-પ્રજાના અને માબાપ-છોકરાંના ભાવ પણ આવવા જોઇએ.

મહેતાજી:—ખરૂં; અને તેથી સમજાય છે કે આપણો અને પરમેશ્વરનો

સંબન્ધ કોઇ પણ એક દૃષ્ટાન્તથી પૂરેપૂરો સમજાવી શકાતો નથી. હવે, તમે કહી તે ઉપરાંત મિત્રના દૃષ્ટાન્તમાં બીજી કોઇ ખામી તમારા સમજવામાં આવી છે ?

સુમતિશંકરઃ—ના, સાહેબ,

મહેતાજીઃ—ત્યારે, સાંભળોઃ મિત્રના દેહ એક બીજાથી સ્વતન્ત્ર છે; પણ જીવાત્માનો દેહતો પરમાત્માના દેહમાંથી—આ આપણી આસપાસ વિસ્તરેલી પ્રકૃતિમાંથી જ—ઉત્પન્ન થએલો છે, બલ્કે એનો જ ભાગ છે. આ રીતે પણ મિત્રનું દૃષ્ટાન્ત પૂરેપૂરૂં બંધ બેસતું થતું નથી. વળી કેટલાક શાસ્ત્રકારો પ્રમાણે આમાં એક બીજી ખામી પણ છે. મિત્રના દૃષ્ટાન્તમાં આ એક અને આ બીજો એમ બે ગણી શકાય છે. પણ પરમાત્મા તો—આપણા સઘળાના આત્મામાં જે એક જ ચૈતન્ય વસે છે, જે ચૈતન્યરૂપે આપણુ સર્વ એક જ છીએ અને જે ચૈતન્ય થકી આપણે જુદા નથી—તે છે.

આ છેવટનો ભાગ છોકરાંઓથી સમજાયો નહિ એમ મહેતાજીને એમના મુખ ઉપરથી સ્પષ્ટ લાગ્યું.

મહેતાજીઃ—છોકરાંઓ, મને લાગે છે કે છેવટનો ભાગ તમારાથી સમજાયો નહિ. વારૂ, હમણાં એ રહેવા દો.

સૌ સમુદ્રને કાંઠે ઊભા હતા, ભરતી ધીમે ધીમે ચઢતી હતી અને સમુદ્રનાં મોજાં એક પછી એક વધતાં જતાં આવતાં હતાં.

મહેતાજીઃ—જુવો, આ મોજાં કેવાં ઊછળે છે!

કાન્તિલાલઃ—હા, સાહેબ; બહુ સરસ દેખાવ છે! જુવો! જુવો, આ મોજું પેલા મોજા કરતાં કેટલું બધું મ્હોટું આવ્યું?

મહેતાજીઃ—હા. મોજાં ગણો, જોઇએઃ પાંચ મિનિટમાં કેટલાં આવે છે?

કાન્તિલાલઃ—( ગણીને ) પંદર. સાહેબ, હવે આપણે ખશીએ. દરિઓ બહુ ઊછળતો આવે છે.

મહેતાજીઃ—દરિઓ ઊછળતો આવે છે કે મોજાં?

કાન્તિલાલઃ—પણ મોજાં તે દરિઓ જ ને? મોજાં કાંઇ દરિઆથી જુદાં છે?

મહેતાજીઃ—ત્યારે તેં આ પંદર ગણ્યાં તે મોજાં કે દરિયો?

કાન્તિલાલઃ—મોજાં; પણ, સાહેબ, દરિયારૂપે તો બધાં એક જ ને ?

મહેતાજીઃ—ખરૂં. ત્યાર, હવે દરિઆને ઠેકાણે પરમાત્મા સમજો, અને મોજાંને ઠેકાણે જીવ સમજો. મોજાં એક બીજાથી જુદાં, તો પણ દરિઆરૂપે સૌ એક; તેમ જીવાત્મા એક બીજાથી જુદા, છતાં પરમાત્મારૂપે સૌ એક. વળી મોજાં તે દરિયો જ, મોજાં દરિયાથી જુદાં નહિ, તેમ જીવાત્મા તે પરમાત્મા જ, જીવાત્મા પરમાત્માથી જુદા નહિ.

છોકરાંને આ દૃષ્ટાન્તથી—પહેલાં ન સમજાએલું તે સહજમાં સમજાઇ ગયું. મહેતાજી એ વિષય કઠણ લાગ્યો ત્યાં 'રહેવા દો' કહીને સૌને બીજી વાત ઉપર ચઢાવ્યા અને એ વાતમાંથી ને વાતમાંથી રહેવા દીધેલો વિષય સમજાવી દીધો—એથી સૌ છોકરાં ચકિત થયાં. શાસ્ત્રમાં દૃષ્ટાન્ત શા માટે આપે છે એ પણ જાણ્યું: ઝટ સમજાવી દેવા માટે.

હવે ધીમે ધીમે ઓટ થયો. રેતીમાં જ્યાં પહેલે દહાડે રમતાં રમતાં છોકરાંઓએ ન્હાના ન્હાના ખાડા ખોદ્યા હતા તેમાં પાણી ભરાઈ ખાબોચીઆં થયાં. સન્ધ્યાકાળ વીત્યો. આકાશમાં ચન્દ્ર દેખાયો. મહેતાજીએ છોકરાંને ખાબોચીયાંમાં ચન્દ્રનાં પ્રતિબિમ્બ દેખાડયાં અને કહ્યું:

છોકરાંઓ, જુવો આ ચન્દ્રનાં પ્રતિબિમ્બો. આ જ પ્રમાણે જીવાત્મા એ પરમાત્માનાં—આપણા શરીર અને હૃદયમાં પડતાં—પ્રતિબિમ્બો છે એમ કેટલાક શાસ્ત્રકારો કહે છે.

---

સ્વતન્ત્ર=છૂટા.
ચૈતન્ય=જ્ઞાનશક્તિ, આત્માપણું.
ચકિત=આશ્ચર્ય પામેલાં, સ્તબ્ધ.
ઓટ=પાણીનું ઊતરવું.
પ્રતિબિમ્બ=છબી, આકૃતિ.

૩૩

# કર્મ અને પુનર્જન્મ.

ધર્મશિક્ષણનો વર્ગ વનલીલા જોતો જોતો જાય છે. રસ્તામાં—

મહેતાજી:—"જુવો, છોકરાંઓ. આ ખેતરમાં પાક કેવો સારો છે!"

સૌ છોકરાં ઘઉંની ઊંબીઓ (કણુસલાં, ડૂંડાં) જોવા મંડી પડયાં, અને એમાં દૂધ ભરેલા દાણા જોઇ બહુ હરખાયાં. એમાંથી એક

જન્મશંકરે—કહ્યું: "મહેતાજી સાહેબ, આપણે પહેલું ખેતર જોયું એમાં તો દાણા ચીમળાઇ ગએલા હતા, અને કેટલીક ઊંબીઓમાં તો પૂરા આવ્યા પણ નહોતા. આ ખેતરનો ધણી નસીબદાર જણાય છે!"

પુરુષોત્તમ:—" મહેતાજી સાહેબ, આ જન્મશંકર કહે છે એ ખરૂં છે? મને તો લાગે છે કે આ એની મહેનત અક્કલ અને કાળજીનું જ ફળ છે. એણે ખેતર સારૂં ખેડયું હશે, બી પણ સારૂં પસંદ કરીને વાવ્યું હશે, અને તે પછી પાણી પાવામાં પણ બહુ કાળજી રાખેલી, તેથી એના ઘઉં સારા થયા."

મહેતાજી:—પુરુષોત્તમનું કહેવું ખરૂં છે. જેવું કરીએ તેવું પામીએ. કોદરા વાવે તે કોદરા લણે, અને ઘઉં વાવે તે ઘઉં લણે. અને ઘઉંમાં પણ બી ખેડ અને પાણી પ્રમાણે પાક થાય".

જન્મશંકર:—પણ મહેતાજી સાહેબ, ખેતર જ ખરાબ હોય તો ખેડૂત બિચારો શું કરે?

મહેતાજી:—ઘણું કરે. તમે અમેરિકાના ખેડૂતોની વાત સાંભળી છે? હજારો માઇલનાં જંગલમાં વસવાટ કરી, ખરાબ જમીનને પોતાની મહેનતથી સુધારી, યોગ્ય ખાતર નાંખી, તેઓ પુષ્કળ પાક ઊતારી શકે છે. પણ તે સાથે તારૂં કહેવું પણ આટલું ખરૂં છે કે—જમીન ઉપર પણ પાકનો ઘણો આધાર રહે છે. પેલા ખેડૂત પાસે સારી જમીન હોત તો એ સારો પાક ઊપજાવી શકત. હું આ બંને ખેતરવાળાની હકીકત જાણું છું. તેઓ ભાઇ થાય છે. એમના બાપે તો એમને સરખી મિલ્કત આપી હતી, પણ એમાંના એકે ઘણાખરા પૈસા ઉરાડી નાંખ્યા, અને જે થોડુંક કર્યું તેમાંથી એણે પેલું નબળું

ખેતર વેચાતું લીધું, અને બીજા ભાઇએ આ સારૂં લીધું. પણ હજી પણ પેલો ભાઇ ધારે તો અમેરિકાના ખેડૂતની માફક ઘણું કરી શકે."

આમ વાત કરતા કરતા સૌ એમને રોજ મળવાને ઠેકાણે—મ્હોટા વડની છાયામાં—આવી પહોંચ્યા.

મહેતાજી:—છોકરાંઓ, આજ આપણે અહીં બહુ બેસવાનું નથી. મેં તમારી જોડે રસ્તામાં જે વાતચિત કરી તેમાં જ મેં તમને આજનો પાઠ આપી દીધો છે. એ પાઠ તે હિન્દુધર્મની બ્રાહ્મણ જૈન બૌદ્ધ ત્રણે શાખાએ સ્વીકારેલા એક મ્હોટા સિદ્ધાન્ત વિષે છે. એ સિદ્ધાન્ત તે **કર્મનો મહાનિયમઃ વાવીએ તેવું લણીએ, અને કરીએ તેવું પામીએ.** પણ તે ફક્ત આ જન્મનાં જ કર્મ પ્રમાણે નહિ. પેલા ખેડૂતને જેમ એના પહેલાંના ઉડાઉપણા માટે ખમવું પડયું છે, તેમ આપણે પણ આ જન્મ પહેલાંનાં આપણાં કર્મ પ્રમાણે ભોગવવું પડે છે. 'કર્મ'નો અર્થ અકારણ ભાગ્યની—'કરમ'ની—રેખા એવો થતો નથી. 'કર્મ' શબ્દનો અર્થ કરેલું કામ છે, અને હિન્દુ-ધર્મશાસ્ત્ર 'કર્મ'નો બોધ કરે છે એમાં માણસને આળસુ બનાવવાની કે એને માથેથી નીતિની જવાબદારી કાઢી નાંખવાની મતલબ નથી; ઉલટું, એ જવાબદારીનું ભાન વધારવાનો અને વાવ્યા સિવાય લણાશે નહિ એમ બતાવી માણસને વધારે ઉદ્યોગી કરવાનો એનો મુદ્દો છે. તે એટલે સુધી કે અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ તે સુખ દુઃખ ઉત્પન્ન કરશે એટલું જ નહિ, પણ જે જે સુખ દુઃખ યા સારી ખોટી સ્થિતિ આપણે હાલ ભોગવીએ છીએ તે પૂર્વે કરેલાં કર્મોનું જ ફળ છે એમ એ બતાવે છે.

હવે એક બીજી વાત આ વિચારો. આપણે આ જીંદગીમાં ને આ જીંદગીમાં આપણી ભૂલો માટે ઘણી ઠોકરો ખાઇએ છીએ, આપણાં કર્મ પ્રમાણે આપણે ઘણું ભોગવવું પડે છે, છતાં પણ, એટલાથી બધો ખુલાસો થતો નથી: આપણે જોઇએ છીએ કે સારાં-ખોટાં કર્મનો બદલો આ જીંદગીમાં મળવો ઘણીવાર રહી જાય છે. કોઇ કોઈ વાર તો આપણે ધર્મીને ઘેર ધાડ પડતી અને પાપીને ઘેર ઘી ને ખાંડ ઊછળતાં જોઇએ છીએ. પણ આ જગતનો કોઇ ન્યાયી

* સંસ્કૃત કૃ કરવું ધાતુ ઉપરથી.

નિયન્તા ( નિયમ પ્રમાણે ચલાવનાર) પરમેશ્વર હોય—અને તે છે જ એમ આપણને વિશ્વાસ અને ખાતરી છે—તો જેમ બે ને બે ચાર જ થાય ને પાંચ ન જ થાય, સૂર્ય પૂર્વમાં જ ઊગે ને પશ્ચિમમાં ન જ ઊગે, તેમ પરિણામે—આ જન્મમાં નહિ તો બીજા જન્મમાં પણ—સારાં કામનું ફળ સારૂં અને ખોટાનું ખોટું થયા વગર રહે જ નહિ.

આમ જીંદગીની લીટી બંને બાજુએ—ભૂત અને ભવિષ્ય કાળમાં—લંબાએલી છે. એમ ન હોય તો અત્યારે કર્યાં કર્મ નિષ્ફળ જાય અને પૂર્વે કર્યા વગર હાલની સ્થિતિ આવી પડી છે એમ ઠરે. પણ તે ન્યાયી પ્રભુના રાજ્યમાં કેમ સંભવે ? આ રીતે કર્મના સિદ્ધાન્ત સાથે પૂર્વજન્મ અને પરજન્મનો—એટલે જીવનની અનાદિ અને અનન્ત રેખાનો—આપણે જન્મથી જન્મતા નથી અને મરણથી મરતા નથી એ મહાસત્યનો—સિદ્ધાન્ત જોડાએલો છે. અને બંને સિદ્ધાન્ત પ્રભુના ન્યાયીપણા ઉપર રચાએલા છે.

---

નિયન્તા=નિયમ પ્રમાણે ચલાવનાર, ઇશ્વર.
મુદ્દો=મુખ્ય મતલબ.
પરિણામ=છેવટનું ફળ.
અનાદિ અને અનન્ત=શરૂઆત અને છેડા વગરની.
રેખા=લીટી.

---

## ૩૪

# સ્વર્ગ અને નરક.

છોકરાંઓ આગલા દિવસના શિક્ષણ ઉપર ઘેર જઇ વિચાર કરે, અને એમાં પૂછવા જેવું લાગે તે બીજે દહાડે પૂછેઃ છોકરાંઓની વિચારશક્તિ વધારવા સારૂ મહેતાજીએ સાધારણ રીતે આવો રિવાજ રાખ્યો હતો.

મહેતાજીઃ—કોઇને કાંઇ પૂછવાનું છે?

વિચારચન્દ્રઃ—સાહેબ, આપે કહ્યું કે આ જીંદગીમાં આપણાં બધાં

કર્મનાં ફળ ભોગવાતાં નથી તેથી તે ભોગવવા માટે પુનર્જન્મ લેવો જોઇએ. પણ પુનર્જન્મને બદલે સ્વર્ગ-નરક માનીએ તો ન ચાલે?

મહેતાજી:—હિન્દુધર્મ સ્વર્ગ-નરક તો માને છે જ, પણ તે સાથે પુનર્જન્મ પણ માને છે. આમ બંને માનવાનું કારણ એ છે કે આપણે હાલ જે ભોગવીએ છીએ તે કાંઇ એકદમ વિના કારણ આવી પડયું ન હોય, જગત્માં જેમ દરેક વસ્તુનું કારણ હોય છે તેમ આનું પણ હોવું જોઇએ—અને તેથી પૂર્વે આપણે કોઇક સ્થળે એવાં કર્મો કર્યાં હોવાં જોઇએ કે જેનું પરિણામ આપણી હાલની જિંદગી છે; પણ સ્વર્ગ અને નરક છે તે તો ભોગભૂમિ છે, કર્મભૂમિ નથી, એટલે કે ત્યાં તો કર્મનાં ફળ ભોગવાય છે, કર્મ કરાતાં નથી.

હરિલાલ:—મહેતાજી સાહેબ, એમ કેમ?

મહેતાજી:—કારણ કે આપણી સ્વર્ગ-નરકની વ્યાખ્યા જ એ છે કે સારાં અને ખોટાં કર્મનાં ફળ ભોગવવાનાં સ્થાન તે સ્વર્ગ-નરક. ત્યાં પણ જો બીજાં કર્મ કરાતાં હોય તો તો એ પૂર્વ જન્મ અને પર જન્મની જ ભૂમિ થઇ. માટે, આપણી હાલની જીંદગીનાં સુખદુઃખનાં કારણરૂપે જે કર્મ હોવાં જોઇએ તેનું સ્થાન સ્વર્ગ નરક નહિ પણ પૂર્વજન્મ જ માનવામાં આવે છે.

વિચારચન્દ્ર:—તો પછી, સાહેબ, સ્વર્ગ-નરકની જરૂર શી રહી?

મહેતાજી:—સાંભળો. આપણાં સારાં ખોટાં કર્મ દેખાય છે તે કરતાં ખરૂં જોતાં એ એવાં મ્હોટાં હોય છે કે એનો બદલો આપણી ન્હાની દુનીઆમાં જ વળી શકે નહિ. પેલી અજીગર્ત અને શુનઃશેપની વાત સંભારો. * એમાં અજીગર્તની નિષ્ઠુરતા (કઠણ હૈયા) માટે બહુમાં બહુ આ દુનીઆમાં શી સજા થઈ શકે? મૃત્યુની. પણ એ જાતના કામ માટે એટલી સજા બસ છે? નહિ જ.

વિચારચન્દ્ર:—પણ, સાહેબ, ધારો કે આવતા જન્મમાં શુનઃશેપ એને એમ જ કરે; તો?

મહેતાજી:—તો, શુનઃશેપ અને અજીગર્ત વચ્ચે જમે-ઉધારનાં પાસાં સરખાં થઇ ગયાં. પણ પરમેશ્વર સામે તો અપરાધ ઊભો રહ્યો જ ને? પણ દયાળુ પ્રભુ એ અપરાધ સદા ઊભો રાખતો નથી.

* જુવો આ પુસ્તકમાં 'હરિશ્ચન્દ્રનો યજ્ઞ' એ નામનો પાઠ.

નરકની સજા ભોગવાવરાવીને એ એને શુદ્ધ કરે છે. વળી ધારો કે શુનઃશેપ ક્ષમાવંત અને ઉદાર મનનો હોય, અને અજીગર્તે એને એક જન્મમાં કર્યું તેવું જ એ પોતે અજીગર્તને બીજા જન્મમાં ન કરે. પણ તેથી અજીગર્તનો દોષ થએલો તે કાંઇ મટે ? એ તો એની સજા નરકમાં ભોગવી લે ત્યારે જ મટે. તે માટે પુનર્જન્મ ઉપરાંત સ્વર્ગ-નરક માનવાની જરૂર રહે છે.

સારાં ખોટાં કર્મ પ્રમાણે સ્વર્ગ-નરક ભોગવવાં જ પડે છે એ બાબત હિન્દુધર્મની માન્યતા એવી દૃઢ છે કે યુધિષ્ઠિર જેવા ધર્મરાજાના અવતાર ગણાતા મહાપુરુષને પણ એ નિયમમાંથી એણે મુક્ત ગણ્યા નથી.†

વેણીલાલ:—સાહેબ, સ્વર્ગ અને નરક ક્યાં હશે ?

મહેતાજી:—સ્વર્ગ-નરક એ કાંઇ આપણી ભૂમિ જેવી બીજી ભૂમિ નથી. એ તો જીવની હાલ કરતાં જુદા જ પ્રકારની અવસ્થાઓ છે—જે અવસ્થાઓમાં જીવને કેવળ સુખ અને દુઃખ ભોગવવાનાં હોય છે. અને તેથી હિન્દુ શાસ્ત્રકારો કેટલીકવાર એમ કહે છે કે સ્વર્ગ અને નરક તે સુખ દુઃખની અવસ્થાઓ અને તે આપણા અન્તરમાં જ છે. જેમ સ્વપ્નામાં દેખાતી દુનીઆ તે આ પૃથ્વીની ઉપર છે કે નીચે છે એમાંથી એકે કહેવાતું નથી, તેમ આ સ્વર્ગ અને નરક પણ ઊંચે છે કે નીચે છે એમ કહેવાતું નથી. પણ આપણા મનનું બંધારણ એવું છે કે જે જે સારૂં છે એ આપણે હમેશાં ઊંચે માનીએ છીએ, અને જે જે ખોટું છે તે નીચે માનીએ છીએ—તે પ્રમાણે સ્વર્ગ ઉપર, અને નરક નીચે માનવામાં આવે છે.

ઇન્દ્રરાયઃ—મહેતાજી સાહેબ, સ્વર્ગ એક હશે કે ઘણાં ?

મહેતાજી:—સુખ એક, તેમ સુખનું ધામ સ્વર્ગ પણ એક; પણ પરમાત્માનાં જુદાં જુદાં રૂપને લઇ જેમ દેવો અનેક, તેમ એ દેવોનાં ધામ પણ અનેક. જેમ સૃષ્ટિલીલા સર્વત્ર એક, પણ ડુંગર ઉપર હવાની એક મઝા, દરીઆ કાંઠે બીજી મઝા, બગીચામાં ત્રીજી મઝા—એ પ્રમાણે. આ જુદા જુદા લોક તે અગ્નિલોક, વાયુલોક, ચન્દ્રલોક વગેરે કહેવાય

* જુવો 'યુધિષ્ઠિરનું' અસત્યકથન.—નીતિશિક્ષણ.

છે, અને સૌ મળીને એક સ્વર્ગ બને છે. જતે દહાડે દેવોમાંથી શિવ અને વિષ્ણુની ભક્તિના પન્થો સ્થપાયા તેની સાથે કૈલાસ અને વૈકુંઠ એવાં એ બે દેવનાં ધામનાં ખાસ નામ પડયાં.

---

પુનર્જન્મ=ફરી જન્મ.
પરિણામ=ફળ.
અપરાધ=ગુન્હો, દોષ.
અવસ્થા=સ્થિતિ, દશા, હાલત.
ધામ=ઠેકાણું, સ્થાન, પદ, લોક.

---

૩૫.

# મુક્તિ.

મહેતાજી અને સૌ છોકરાં અત્યારે દરિયાકાંઠે ઊભાં છે. કાંઠો ખાડીમાં છે, અને આઘે ક્ષિતિજ પાસે જમીનને ચકરાવો દઇ દરિયો વિસ્તરેલો છે.

જન્મશંકરે કદી દરિયો જોએલો નહિ, તેથી આશ્ચર્ય સાથે: "મહેતાજી સાહેબ, આ કેવું મોટું તળાવ છે!" બીજાં છોકરાં હસ્યાં.

મહેતાજી: એમાં હસવા જેવું કાંઇ નથી. જુવો, આ ખાબોચીઆમાં ઝીણું જન્તુ ફરફર ફરે છે એને મન મ્હોટામાં મ્હોટું જળાશય તે ખાબોચીયું; મ્હોટા તળાવનાં માછલાંને મ્હોટામાં મ્હોટું, તળાવ; તેમ તમારામાંના ઘણાનું ધારવું હશે કે આપણે ઊભા છીએ એ મ્હોટો દરિયો હશે—પણ તેમ નથી. આ એક દરિયાની ખાડી છે, સામે ક્ષિતિજ પાસે નહિ જેવી જમીનની રેખા (લીટી) દેખાય છે એની પાર મ્હોટો દરિયો છે. અને તમે ભૂગોળવિદ્યા ભણ્યા હશો તો જાણતા હશો કે એ દરિયાને પણ આગળ જતાં છેડો છે.

સુખેશ્વરે ગઈ કાલના પાઠ ઉપરથી એક વાત મહેતાજીને પૂછવા ધારી હતી એનો ખુલાસો આ વાતચિતથી થઇ ગયો. પણ મહેતાજીને પ્રશ્ન પૂછવાથી વિશેષ જાણવાનું મળશે એટલા માટે એણે પૂછયું:

"મહેતાજી સાહેબ, સ્વર્ગના સુખનો તો પાર નહિ ને?"

**મહેતાજી:**—અનન્ત સુખનું ધામ તે સ્વર્ગ એમ 'સ્વર્ગ' નો અર્થ કરીએ તો સ્વર્ગના સુખનો પાર નહિ જ. અને એ અર્થમાં અસલ 'સ્વર્ગ' શબ્દ વપરાતો પણ ખરો. પણ ધાર્મિક જીવનના માર્ગ જેમ જુદા જુદા બંધાતા ગયા તેમ તે તે જીવનના બદલાનાં સ્વરૂપ પણ જુદાં મનાવાં લાગ્યાં. જેઓ આખું જીવન યજ્ઞ દાન વ્રત તપ કરવામાં ગાળે અને પ્રભુભજન કે પ્રભુ વિષે વિશેષ વિચાર કરે નહિ, તેમને એક જાતનો બદલો મળવો જોઇએ; અને જે પ્રભુની નિષ્કામ ભક્તિ કે શુદ્ધ જ્ઞાનરૂપી ધાર્મિકતા સમજે તેમનો બદલો જુદો હોવો જોઇએ. આ બે જીવનના માર્ગ, અને તે જ પ્રમાણે પરલોકના માર્ગ, ક્રમવાર **ધૂમમાર્ગ** (ધુમાડાનો માર્ગ) અને **અર્ચિર્માર્ગ** (જ્યોતિનો, પ્રકાશનો માર્ગ) કહેવાય છેઃ યજ્ઞ યાગ સાથે ધૂમ જોડાએલો છે તેથી એ ધૂમમાર્ગ; અને જ્ઞાન તે પ્રકાશ એટલે અજવાળું તેથી એનો માર્ગ તે અર્ચિર્માર્ગ. ધૂમમાર્ગથી સ્વર્ગ મળે છે, પણ સ્વર્ગના સુખનો છેડો છે—કારણ કે જેટલું પુણ્ય તેટલું સ્વર્ગનું સુખ—અને એ સુખ ભોગવાઇ રહેતાં જીવને ફરી પૃથ્વી ઉપર અવતરવું પડે છે. આમ યજ્ઞયાગાદિક જ કર્યાં કરનારને પૃથ્વી સ્વર્ગ અને પૃથ્વીનું ઘટીચક્ર (ઘટમાળ) ચાલ્યાં જ કરે છે. અને આ નિરન્તર ફરતી સ્થિતિ—એ સુખદુઃખથી મિશ્રિત છે. પણ ભલે એ એકલા સુખથી જ ભરેલી હોય તોપણ—તે વિચારવંત પુરુષોને પસંદ પડતી નથી. તેઓને આ દુનીઆનાં કે સ્વર્ગનાં સુખ કરતાં પણ પ્રભુનો સમાગમ વિશેષ વહાલો લાગે છે અને તેથી તેઓ પૃથ્વી અને સ્વર્ગની ઘટમાળ, અને જન્મ–પુનર્જન્મની ઘટમાળ, જે 'સંસાર' એટલે સર્યાં કરવું ફર્યાં કરવું કહેવાય છે—તેમાંથી છૂટવા ઇચ્છે છે. આ છૂટવું તે **મુક્તિ.** મુક્તિ વિવિધ પ્રકારની છેઃ એક 'સાલોક્ય' એટલે પ્રભુના લોકમાં, વૈકુંઠ કૈલાસાદિકમાં, વસવું તે; બીજી 'સામીપ્ય' એટલે પ્રભુની સમીપ સ્થાન મેળવવું તે; ત્રીજી સાર્ષ્ટિ એટલે પ્રભુના જેવું ઐશ્વર્ય મેળવવું તે; ચોથી સારૂપ્ય એટલે પ્રભુના જેવું રૂપ પામવું તે; પાંચમી સાયુજ્ય એટલે પ્રભુમાં જોડાઈ જવું, મળી જવું તે. આ ઉપરાંત એક કૈવલ્યમુક્તિ છે તેમાં આત્મા પોતાનું કેવળ–શુદ્ધ–રૂપ અનુભવે છે, જીવાત્મા તે પરમાત્મા જ છે એમ સાક્ષાત્કાર કરે છે. આ મુક્તિમાં, માત્ર જે ખરેખર સ્થિતિ છે એ જાણવાની જ છે અને તેથી એ મરણ પછી

પ્રાપ્ત થાય, તેમ આ જીવનમાં રહીને પણ મેળવી શકાય. એકને વિદેહમુક્તિ એટલે દેહ છૂટયા પછીની મુક્તિ, અને બીજાને જીવન્મુક્તિ એટલે આ જીવનમાં જીવતાં છતાંની મુક્તિ કહેછે.

---

ક્ષિતિજ=આકાશ પૃથ્વીને અડતું દેખાય છે તે સ્થાન.
ધાર્મિક=ધર્મવાળું, ધર્મ સંબન્ધી.
મિશ્રિત=ભળેલી.
ઘટીચક્ર=કુવામાંથી પાણી કાઢવાને કોસને બદલે ડોઘલાંની માળાનું ફરતું ચક્ર, જેનાં ડોઘલાં એક પછી એક પાણીમાંથી નીકળે છે, પાણીને બહાર ઠાલવે છે, અને પાછાં પાણીમાં પડે છે.
ઐશ્વર્ય=વૈભવ.
સાક્ષાત્કાર=પ્રત્યક્ષ, અનુભવ,

---

૩૬.

# મુક્તિનાં સાધન.

વિચારચન્દ્રઃ—મહેતાજી સાહેબ, કાલે આપે જે ઉત્તમમાં ઉત્તમ પ્રકારની મુક્તિ કહી એ શી રીતે મળે ?

મહેતાજીઃ—ગાંઠ છોડીએ એટલે મળે.

વિચારચન્દ્રઃ—પણ તે શી રીતે છૂટે ?

મહેતાજીઃ—ગાંઠ પડી હોય તેનાથી ઉલટી રીતે દોરા ઊકેલવા એટલે છૂટે.

વિચારચન્દ્રઃ—ત્યારે, સાહેબ, આનો અર્થ એ કે ગાંઠ કેમ પડી છે એ જોવું જોઇએ.

મહેતાજીઃ—બેશકઃ અને એ જોતાં જણાય છે કે—જે કર્મો આપણે કરીએ છીએ તેનાથી આપણી વાસના બંધાય છે, અને વાસનાથી પુનર્જન્મ થાય છે, અને આ રીતે કર્મ વાસના અને પુનર્જન્મની ઘટમાળ ચાલ્યાં કરે છે.

વિચારચન્દ્રઃ—ત્યારે, સાહેબ, કર્મો ન કરવાં ?

મહેતાજીઃ—કરવાં. કરવાં એમ કહેવાની જરૂર જ નથી. કૃષ્ણ ભગવાન

ગીતામાં કહે છે કે કોઇ માણસ એક ક્ષણભર પણ કર્મ કર્યા વગર રહેતો નથી.

વિચારચન્દ્ર:—ત્યારે, સાહેબ, આ તો મુશ્કેલી આવી પડી: કરીએ છીએ તો એ આપણને સંસારમાં ડૂબાડી રાખે છે, અને ન કરવું તો બની શકતું નથી. ત્યારે શું કરવું?

મહેતાજી:—કરવું એવું કે જેથી કર્મ તે કર્મ જ ન રહે.

(છોકરાં ગૂંચવાયાં.) ગૂંચવાશો નહિ. હું મારા કહેવાનો અર્થ સમજાવું છું. જેમ વીંછીનો ડંખ કાઢી નાંખીએ પછી વીંછી એ વીંછી નથી, તેમ કર્મનો જે દોષભાગ છે, જેને લીધે એ વાસના ઉપજાવે છે, એ ભાગ કાઢી નાંખીએ એટલે બસ.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, એ ભાગ શો?

મહેતાજી:—સકામબુદ્ધિ, સ્વાર્થબુદ્ધિ-જેથી હુંપણું નીપજે છે, જામે છે અને ફાલે છે. સંસારમાં જે જે કર્મો કરવાં તે રાગદ્વેષથી, સંસારમાં લોભાઇને, નહિ; પણ તે પ્રભુની આજ્ઞા છે એમ લાગે તો જ, અને એવી બુદ્ધિથી જ, કરવાં. અને એ રીતે **નિષ્કામ કર્મ** કરવાથી વાસના બંધાતી નથી. પણ કહો જોઇએ, પ્રભુની આજ્ઞાથી ચાલવાનું ક્યારે મન થાય?

વિચારચન્દ્ર:—પ્રભુ ઉપર આપણને ભાવ હોય તો.

મહેતાજી:—ત્યારે એ ઉપરથી સમજો કે હમણાં મેં કહ્યાં તેવાં—નિષ્કામ (સ્વાર્થ-ઇચ્છા વગરનાં) કર્મ કરવા સારૂ **ભક્તિ**ની જરૂર છે. હવે, કહો વારૂ ભક્તિ આપણા મનમાં ક્યારે ઉપજે?

વિચારચન્દ્ર:—પ્રભુમાં એના ઉપર ભક્તિ ઉપજે એવા ગુણ છે એમ જાણીએ ત્યારે.

મહેતાજી:—ખરૂં. અને તે માટે **જ્ઞાન**ની જરૂર.

આમ કર્મ, ભક્તિ, અને જ્ઞાનનો-પરમાત્માના જ્ઞાનનો-પરમાત્માના માર્ગમાં ઉપયોગ થાય છે, અને તે '**યોગ**' કહેવાય છે.

કર્મને પરમાત્માના માર્ગમાં જોડવાં તે 'કર્મયોગ'; ભક્તિને જોડવી તે 'ભક્તિયોગ', અને જ્ઞાનને જોડવું તે 'જ્ઞાનયોગ;' આમ આ ઉત્તમ પ્રકારનાં કર્મ ભક્તિ અને જ્ઞાનનાં ગીતામાં આ ત્રણ નામ પાડ્યાં છે.

ત્રણે આપણા ધાર્મિક જીવનમાં કેવી રીતે ઉપયોગી થાય છે એ હું જરા વિગતવાર સમજાવું.

(૧) **કર્મ:** એ પ્રભુની આજ્ઞાનું પાલન છે, એથી પ્રભુ પ્રસન્ન થાય છે, અને અન્તઃકરણ શુદ્ધ થાય છે. પણ કર્મ એટલે માત્ર ધાર્મિક ક્રિયાઓ—જેવાં કે યજ્ઞ દાન વ્રત તપ—એ જ નહિ, પણ વર્ણાશ્રમના સઘળા ધર્મો—જેમકે બ્રાહ્મણે ભણવું ભણાવવું, ક્ષત્રિયે પ્રજાનું રક્ષણ કરવું તથા યુદ્ધ વખતે રણે ચઢવું, અને વૈશ્યે ખેતી વેપાર વગેરે કરવાં, વળી દ્વિજે પ્રથમ વયમાં બ્રહ્મચર્યપૂર્વક વિદ્યા પ્રાપ્ત કરવી, તે પછી ગૃહસ્થાશ્રમમાં પતિપત્નીએ સાથે રહીને ઘર ચલાવવું, બાળ–બચ્ચાંને પ્રેમપૂર્વક અને શાસ્ત્રના વિધિ પ્રમાણે ઊછેરવાં કેળવવાં, જનસમાજમાં બીજાને ખવડાવીને ખાવું તથા અનેક રીતે પરોપકાર કરવા; સન્ધ્યા પૂજાદિક કર્મથી પરમેશ્વર સંબન્ધી ચિન્તન વખતોવખત કરતા રહેવું; અને છેવટે વૃદ્ધાવસ્થા આવતાં પ્રભુની વિશેષ સમીપ જવા યત્ન કરવો. આ પ્રમાણે મનુષ્યના જીવનને સુન્દર અને ઉપયોગી બનાવવાની સઘળી અદ્દ્ભુત કળા કર્મમાં આવે છે. એથી અન્તઃકરણ શુદ્ધ ચાટલા જેવું થાય છે અને પરમાત્માનું પ્રતિબિમ્બ ગ્રહણ કરવા લાયક બને છે.

(૨) **ભક્તિ:**—કર્મ સાથે ભક્તિ જોઇએ. કેટલીક વાર કર્મ કરતાં કરતાં એટલે સંસારનો અનુભવ લેતાં લેતાં પ્રભુનું ઓળખાણ થાય છે અને ભક્તિ ઊપજે છે. પણ એ ભક્તિ હમેશાં શુદ્ધ જ હોતી નથી. કેટલીકવાર આપણે ઇશ્વરને "હે પ્રભુ! મારાં દુઃખ નિવારજો, મારાં બાળ-બચ્ચાંને સુખી રાખજો, મને ધન–ધાન્યની સમૃદ્ધિ આપજો" ઇત્યાદિ પ્રાર્થના કરીએ છીએ. પણ ખરૂં જોતાં આ જાતની ભક્તિ સ્વાર્થવૃત્તિની છે. પણ ઇશ્વરના નામનો અને એની પ્રાર્થનાનો મહિમા એવો છે કે એ વડે પણ આપણે ધીમે ધીમે શુદ્ધ બનતા જઇએ છીએ અને સકામ ભક્તિમાંથી નિષ્કામ ભક્તિમાં આવીએ છીએ.

(૩) **જ્ઞાન:**—નિષ્કામ ભક્તિમાં આવીએ છીએ ત્યારે આપણને પ્રભુ સિવાય કશામાં સુખ જણાતું નથી, અને તેથી પ્રભુને જાણવાની, એનું દર્શન કરવાની, એને અનુભવમાં લેવાની આપણને તીવ્ર

ઇચ્છા થાય છે, પણ એ ઇચ્છા પાર પાડવા માટે પ્રથમ આટલી સામગ્રી મેળવી રાખવી જોઇએ:

એક તો **વિવેક**: એટલે કે આ સંસાર અનિત્ય છે, ઇશ્વર નિત્ય છે, આ દેહ અનિત્ય છે, આત્મા નિત્ય છે વગેરે ભેદ પાડતાં શીખવું જોઇએ; બીજું **વૈરાગ્ય**: એટલે કે આ લોકનાં તો શું પણ પરલોકનાં—સ્વર્ગનાં—સુખની પણ મારે ઇચ્છા નથી એવું મન થવું જોઇએ; ત્રીજું **શમ** ( મન શાન્ત રાખવું ), **દમ** ( ઇન્દ્રિયો કબજે રાખવી ) વગેરે માનસિક બળ અને શાન્તિના ગુણો જોઇએ; અને ચોથું **મુમુક્ષુત્વ** એટલે આ સંસારમાંથી છૂટવાની ઇચ્છા જોઇએ. આમાં એકે વિના ચાલે નહિ, પણ મુમુક્ષુત્વ સૌથી મ્હોટું છે, કારણ કે એ હોય તો સઘળાંને ખેંચી લાવે છે.

---

વાસના=કર્મની અસર, છાપ; જેમ ફુલની વાસ જે લુગડામાં એ બાંધ્યાં હોય એ લુગડાને લાગી જાય છે. અને ફુલ કાઢી લીધા પછી પણ એ ચાલુ રહે છે, તેમ કર્મ થઈ ગયા પછી પણ મનમાં એની જે અસર રહી જાય છે તે.

દોષભાગ=ખરાબ, નુકસાનકારક ભાગ.

સકામ; નિષ્કામ='કામ' કહેતાં અમુક થાઓ એવી જે ઇચ્છા, તે વાળી; અને તે વગરની.

યોગ=જોડવું, ઉપયોગ કરવો.

તર્ક=કલ્પના, અનુમાન, દલીલ, તકરાર.

અલ્પ=ન્હાનાં અને હલકાં.

સમાવેશ=સમાવવું, મવડાવવું.

પ્રતિબિમ્બ=સામી આકૃતિ.

તીવ્ર=તીણી, અતિશય.

વૃત્તિ=મનનો ભાવ.

---

## ૩૬

# ષડ્દર્શન.

મંજુલાલ:—મહેતાજી સાહેબ, આપે કાલે કહ્યું કે કેટલાક શાસ્ત્રકારોનું આમ માનવું છે, અને પહેલાં જીવાત્મા અને પરમાત્માના સમ્બન્ધ વિષે બોલતાં પણ આપે એ જ પ્રમાણે અમુક મત કેટલાકનો છે એમ કહ્યું હતું. ત્યારે, સાહેબ, આપણાં શાસ્ત્રમાં સૌનું કહેવું એક જ નહિ હોય ?

**મહેતાજી**:—બનતાં સુધી, હિન્દુધર્મનાં આ તત્ત્વો સમજાવવામાં જે સૌને માન્ય છે અથવા હોવું જ જોઇએ એ જ મેં લીધું છે. પણ બધા શાસ્ત્રકારોનું બધી જ બાબતમાં એક સરખું જ કહેવું શી રીતે હોય? 'કપાળે કપાળે જુદી મતિ.' એવી જુદી જુદી મતિના હું તમને થોડાક દાખલા આપીશ. એથી તમને આ જીવ ઇશ્વર અને જગત્ વિષે જ્ઞાન મેળવવા આપણા પૂર્વજો કેવો શ્રમ કરતા હતા એ પણ તમને સમજાશે.

વેદમાં જે કહેલું છે તે જોવા માટે, અનુભવમાં આણવા માટે—જુદા જુદા બ્રાહ્મણ શાસ્ત્રકારોએ છ '**દર્શન**' એટલે કે જોવાનાં સાધન રચ્યાં છે—જે '**ષડ્દર્શન**'(છ દર્શન)કહેવાય છે. દરેક દર્શનનો ઇતિહાસ એટલો બધો લાંબો છે કે એ લાંબા કાળમાં એના સિદ્ધાન્તોમાં ફેરફાર થાય એ સ્વાભાવિક છે, અને થયું છે પણ એમ જ. તોપણ સાધારણ રીતે અત્યારે અમુક સિદ્ધાન્ત તે અમુક દર્શનનો એમ મનાય છે: તે પ્રમાણે હું તમને એમના સિદ્ધાન્ત કહીશ:—

(૧) પ્રથમ **સાંખ્યદર્શન**: એના પહેલા આચાર્ય કપિલમુનિ કહેવાય છે. એ દર્શનનો સિદ્ધાન્ત એવો છે કે આ સંસાર તાપ( દુઃખ )થી ભરેલો છે, અને તેમ થવાનું કારણ એ છે કે એમાં **પ્રકૃતિ** અને **પુરુષ**, યાને જડ અને ચૈતન્ય, એવાં જે બે તત્ત્વો છે તે પરસ્પર શેળભેળ થઇ ગયાં છે. પુરુષ ( જીવ ) પ્રકૃતિ થકી ભિન્ન છે, છતાં પોતાને પ્રકૃતિ સાથે ગૂંચવી નાંખીને પોતાનાં દુઃખો ઊભાં કરે છે. આ પ્રકૃતિ સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણોની બનેલી છે, અને તે ક્રમવાર સુખ દુઃખ અને મોહ ( જડતા ) ઊપજાવે છે. એ ગુણોથી છૂટવું એ મોક્ષ. અને પુરુષ પ્રકૃતિથી જુદો છે એમ જાણ્યાથી છૂટાય છે. હવે, આ પ્રકૃતિ એની મેળેજ આ જગતરૂપે બને છે—જેમ દૂધમાંથી એની મેળે જ વિકાર થઇને દહીં થાય છે તેમ. માટે ઇશ્વર માનવાની જરૂર જણાતી નથી.

(૨) **યોગદર્શન**:—આ પતંજલિ મુનિએ રચ્યું છે. સાંખ્ય દર્શનમાં ઇશ્વર માનવામાં આવતો નથી તે આમાં મનાય છે. બીજી બધી બાબતમાં એ સાંખ્યના સિદ્ધાન્ત સ્વીકારે છે. પણ પ્રકૃતિ થકી પુરુષને કેમ છૂટો

પાડવો એની રીત સાંખ્યે બતાવી નહોતી તે આ બતાવે છે: એમાં, કેટલાક ઉત્તમ નીતિના ગુણો ઉપરાંત, પ્રાણાયામ ધ્યાન સમાધિ (એકાગ્રતાથી મન સ્થાપવું) વગેરે સાધનો બતાવ્યાં છે. માત્ર ઈશ્વર સિવાયની બાબતમાં એનો સાંખ્ય સાથે મતભેદ નથી તેથી બંને સાંખ્ય કહેવાય છે. તેમાં—કપિલનું સાંખ્ય એ નિરીશ્વર સાંખ્ય અને પતંજલિનો યોગ એ સેશ્વરસાંખ્ય. આ દર્શનના ઈશ્વર વિષે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે એ ઈશ્વર આ જગત્ થકી તેમ જ સઘળા જીવ થકી તદ્દન ભિન્ન છે; વળી આ સૃષ્ટિ એણે કરી નથી, એ પરમ વિશુદ્ધ પુરુષ છે એટલાથી જ એ ઈશ્વર કહેવાય છે.

(૩) **વૈશેષિક દર્શન:**—આ કણાદ મુનિએ રચ્યું છે. આ દર્શન પ્રમાણે —દ્રવ્ય ગુણ કર્મ વગેરે છ પદાર્થો છે (ઉદા૦ આ વૃક્ષ, એનો લીલો રંગ, એની હાલવાની ક્રિયા વગેરે). તેમાં પ્રથમ જે દ્રવ્ય તેના નવ પ્રકાર છે: પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન. આ જગત્ પરમેશ્વરે બનાવ્યું છે: જેમ એક કુશળ કારીગર ઇંટ પત્થર વગેરે કુશળતાથી ગોઠવીને સુન્દર મહેલ બનાવે છે, તેમ પૃથ્વી જળ તેજ વાયુના પરમાણુ—કણુ—માંથી ઈશ્વરે આ જગત્ની રચના કરી છે. પણ જેમ કારીગર એ ઇંટ અને મહેલ બંનેથી જુદો છે, તેમ જગત્નો કર્તા ઈશ્વર પણ એ પરમાણુઓથી તેમ જ જગત્થી જુદો છે: અર્થાત્ એ જગત્ એણે પોતામાંથી કાઢ્યું નથી, પણ બહાર રહી બહારના પદાર્થોમાંથી ઘડ્યું છે. બીજું–જીવ અને ઈશ્વર બંને આત્મા છે, પરંતુ બંને એક નથી: ઈશ્વર જીવો થકી જુદો છે, અને જીવોનાં કર્મ પ્રમાણે એમને સુખદુ:ખાદિક ફળ આપે છે.

આ દર્શને ખાસ કામ તે તે દ્રવ્યોના ધર્મ ('વિશેષ'—ખાસ—ગુણ, જે ઉપરથી 'વૈશેષિક' નામ પડ્યું છે) નક્કી કરવાનું કર્યું છે: એમ ધર્મ નક્કી કરીને, આત્મા એ આ જડ દ્રવ્યોથી જુદો છે એમ સિદ્ધ કરી આપ્યું છે. સાંખ્યે પ્રકૃતિ અને પુરુષને જુદાં કહ્યાં હતાં, એની જુદાઈ કેવી રીતે અનુભવમાં આણવી એની રીત યોગે બતાવી હતી, પણ એ જુદાં છે એની વિશેષ તપાસ આ વૈશેષિક દર્શને કરી છે.

(૪) **ન્યાય:** આ ગૌતમમુનિએ બનાવ્યું છે. એમાં સત્ય જાણવાનાં સાધન—જેને 'પ્રમાણ' કહે છે—એ નક્કી કર્યાં છે; તથા કેવી રીતે કરેલું

અનુમાન ખરૂં થાય, અને એમાં કેવી ભૂલો થવાનો સંભવ છે, એ ભૂલ શી રીતે પકડાય—ઇત્યાદિ બતાવ્યું છે. વૈશેષિક દર્શને આત્મા અને અનાત્મા( આત્માથી ભિન્ન, જડ પદાર્થ )ના ધર્મો જે જુદા પાડી બતાવ્યા હતા તે આ દર્શન સ્વીકારે છે, અને તે માટે કેવાં અનુમાન વગેરે પ્રમાણ છે એ બતાવે છે. તેથી જેમ સાંખ્ય અને યોગની એક જોડ બને છે, તેમ વૈશેષિક અને ન્યાયની બીજી જોડ બને છે.

(૫) **મીમાંસા**—એના રચનાર જૈમિનિ છે. એમાં વેદના યજ્ઞભાગનાં વાક્યોનો—અને એ ઉપરથી વાક્ય માત્રનો—અર્થ કરવાની રીત બતાવી છે. જ્યાં એક વિષયને લગતું ઘણું લખવામાં આવ્યું હોય ત્યાં ઘણી રીતે પરસ્પર વિરોધ જેવું દેખાય. એવે વખતે એ વિરોધ કેવી રીતે ટાળવો વગેરે સમજવા માટે આ દર્શન બહુ ઉપયોગી છે. કપિલના સાંખ્યની માફક આ દર્શનમાં પણ ઈશ્વર માનવામાં આવતો નથીઃ સાંખ્યમાં પ્રકૃતિ જેમ પોતાની મેળે જ આ જગત્‌રૂપે થાય છે, તેમ આ દર્શન પ્રમાણે કર્મમાં પોતામાં જ પોતાનાં ફળ ઉપજાવવાની શક્તિ છે, અને તેને લઇ આ જગતનો તન્ત્ર ( રચના, વ્યવહાર ) ચાલે છે. આ દર્શનનું કામ વેદના યજ્ઞભાગ જોડે હોવાથી એ જ્ઞાનને નહિ પણ કર્મને જ સાધન તરીકે માને છે, અને એ વડે પ્રાપ્ત કરવાનું તે સ્વર્ગ જ છે, મુક્તિ એવું કાંઇ છે જ નહિ—એમ એનું કહેવું છે, તેથી આ મીમાંસા 'કર્મમીમાંસા' કહેવાય છે.

**વેદાન્તઃ**—આના રચનાર બાદરાયણ વ્યાસ મુનિ છે. વેદનો અન્ત અથવા સિદ્ધાન્ત ઉપનિષદ્‌માં આવે છે, અને એના ઉપદેશનો આ દર્શનમાં વિચાર કર્યો છે તેથી એ 'વેદાન્ત' કહેવાય છે. ઉપનિષદ્‌માં બ્રહ્મ યાને પરમાત્માને લગતો જે વિચાર છે તે સંબન્ધી આ દર્શન છે તેથી એ 'બ્રહ્મમીમાંસા' ( બ્રહ્મ સંબન્ધી મનન, વિચાર ) એ નામે પણ ઓળખાય છે. વળી, પહેલું કર્મ અને પછી જ્ઞાન, પહેલો કર્મનો વિચાર અને પછી બ્રહ્મનો વિચાર—તેથી જૈમિનિની મીમાંસા તે પૂર્વમીમાંસા અને આ ઉત્તરમીમાંસાઃ એમ પણ એ બેનો સબન્ધ બતાવવામાં આવે છે—અને આ રીતે આ બે મીમાંસાની ષડ્દર્શનમાં ત્રીજી જોડ બને છે. પણ એ બે દર્શનોના સિદ્ધાન્તમાં ઊતરીએ તો બહુ મતભેદ નજરે પડે છેઃ એક ઈશ્વર માનતું નથી, બીજું સર્વ

ઈશ્વરરૂપ જ માને છે; એક કર્મને જ સાધન માને છે, બીજું જ્ઞાનને માને છે, અને કર્મને એની સાથે મૂકે છે, એના પેટામાં નાંખે છે, અથવા વિરોધી ગણે છે. આ દર્શનમાં મુખ્યત્વે કરી પરમાત્મા અને જીવાત્મા વિષે, તેઓના સંબન્ધ વિષે, પરમાત્માને પહોંચવાનાં સાધન વિષે, અને પહોંચીને પ્રાપ્ત કરવાની સ્થિતિ વિષે—ઇત્યાદિ અનેક મહત્ત્વના વિષય વિષે વિચાર કરવામાં આવ્યો છે. એના સિદ્ધાન્તો હિન્દુધર્મના ઘણે ભાગે તત્ત્વરૂપ સિદ્ધાન્તો છે, અને તેથી આ શિક્ષણમાં એનો મ્હોટે ભાગે ઉપયોગ કરવામાં આવ્યો છે.

સર્વ દર્શનમાં વેદાન્ત દર્શનનું એવું મહત્ત્વ છે કે ઘણા આચાર્યોએ એના ઉપર 'ભાષ્ય' કહેતાં ગંભીર અર્થથી ભરપૂર ટીકાઓ લખી છે આવા ભાષ્યકારમાં મુખ્ય ત્રણ છે: શંકરાચાર્ય, રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય. એમના સિદ્ધાન્ત પણ હું તમને ટુંકામાં કહી જાઉં:—

શંકરાચાર્ય પ્રમાણે—

(૧) કર્મ અને ભક્તિથી ચિત્ત શુદ્ધ થાય છે, પણ આ સંસારમાંથી મુક્તિ મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાન જ છે.

(૨) એ જ્ઞાન તે એવું કે—"બ્રહ્મ ( પરમાત્મા ) સત્ય છે, જગત્ મિથ્યા છે, અને જીવ તે ખરૂં જોતાં બ્રહ્મ જ છે બીજું કાંઇ નથી."

(૩) એ જ્ઞાન બરાબર મેળવવા માટે સંન્યાસની જરૂર છે. અને એ સંન્યાસ જે ઘડીએ ખરો વૈરાગ્ય ઊપજે તે ઘડીએ લઇ શકાય, ગૃહસ્થાશ્રમ કરવાની જરૂર નથી.

રામાનુજાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે—

(૧) પરમાત્મા નિર્ગુણ નથી, પણ સર્વ શુભ મંગળ ગુણથી ભરપૂર છે. સૃષ્ટિના જડ પદાર્થો અને ચેતન જીવો તે એનું શરીર છે. આ શરીર તે પરમાત્માનું વિશેષણ, અને પરમાત્મા એ શરીરરૂપી વિશેષણથી વિશિષ્ટ; અને એ સિવાય બીજું કાંઇ નહિઃ તેથી આ સિદ્ધાન્તનું નામ વિશિષ્ટાદ્વૈત.

(૨) કર્મ અને આત્માનું જ્ઞાન એ બે મળીને ભક્તિ ઊપજાવે છે, અને ભક્તિ એ જ પરમાત્માને પહોંચવાનું સાધન છે. અને ભક્તિ એ જ જ્ઞાન. પણ તે સાથે કર્મ હમેશાં કરતાં રહેવાનું.

**વલ્લભાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે—**

(૧) અગ્નિમાંથી તણખા નીકળે, અથવા તો કરોળીઓ પોતામાંથી જાળ કાઢે, તેમ બ્રહ્મમાંથી આ જડ સૃષ્ટિ તથા જીવ નીકળ્યાં છે. એ જીવ અને જડ સૃષ્ટિ તે શુદ્ધ બ્રહ્મ જ છે, અને એના સિવાય બીજું કાંઇ નથી તેથી આ સિદ્ધાન્ત 'શુદ્ધાદ્વૈત' કહેવાય છે.

(૨) જ્ઞાન અને વૈરાગ્ય એ ભક્તિનાં સાધન છે; પણ પરમાત્માને પામવા માટે છેવટે તો ભક્તિ જ જોઇએ. એ ભક્તિના વિવિધ પ્રકાર છે, તેમાં પ્રેમલક્ષણા ભક્તિ ઉત્તમ છે. શાસ્ત્રના નિયમ પાળીને પ્રભુને ભજવો એ મર્યાદામાર્ગ; અને પ્રભુ ઉપર જ આધાર રાખવો અને એને આપણી જાત સોંપી દેવી—જેથી એ આપણામાં ભક્તિ પોષ્યાં કરે, એ પુષ્ટિમાર્ગ.

આમ આપણા શાસ્ત્રકારોના અને આચાર્યોના વિવિધ મત છે. એ વિવિધ મતથી આપણે મૂંઝાવાનું નથી. સૌ આપણને કાંઇ ને કાંઇ શીખવે છે, અને એ મતભેદમાંથી આપણને વિશેષ ખાતરી થાય છે કે—

रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां*
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

---

ગુણ=તત્ત્વ.
ધર્મ=ગુણ કર્મ વગેરે.
મીમાંસા=વિચાર.
મંગળ=શુભ, કલ્યાણકારી, સારા.
પોષવું=ભરવું અને વધારવું.
મર્યાદા=હદ, નિયમ.
વિવિધ=જુદા જુદા.
સાધન=જે વડે મેળવી શકાય, માર્ગ.
વિરોધી=ઉલટું, ઉલટી અસર કરનારૂં.

---

* જુદી જુદી રુચિના કારણથી મનુષ્યો સીધા વાંકા વગેરે જુદા જુદા માર્ગ લે છે—પણ તે સર્વને પહોંચવાનું સ્થાન—હે પ્રભુ !—તું જ છે: જેમ જળને માટે સમુદ્ર છે તેમ.

૩૭

# જૈન તીર્થંકર.

સુમતિરાયઃ—મ્હેતાજી સાહેબ, આપે કાલે 'કપાળે કપાળે' જુદી મતિ'ના કેટલાક દાખલા આપ્યા. એ સર્વ આચાર્યો જુદે જુદે વખતે થએલા, તે એકઠા બેશીને તો શી રીતે નિર્ણય કરે? પણ મને થાય છે કે એમ થઇ શકતું હોત તો કેવું સારૂં! સૌને માટે એક જ માર્ગનો નિર્ણય થાત અને અત્યારે જે ઝઘડા થાય છે તે થાત નહિ.

મ્હેતાજીઃ—તમારૂં કહેવું ઠીક છે. જેમ બને તેમ આપણે એક બીજાનું મળતાપણું જોઇ સંપ વધારીએ તેમાં સારૂં છે. પણ સૌને માટે એક જ માર્ગ હોય તો સારૂં એમ કહેવું બરાબર નથી. અજ્ઞાનનો ગઢ એવો મ્હોટો અને જબરો છે કે એના ઉપર તો હજારો બહાદુર લઢવૈયા ચોતરફ જુદી જુદી દિશાએથી હલ્લો કરે ત્યારે જ એ જીતાય. પેલાં ઘેટાં એક બીજાની પાછળ નીચું ઘાલી ચાલ્યાં જાય છે એ રીતની સિપાહીઓની એક સીધી લીટી કાંઇ કામ આવે એવી નથી. બીજો દાખલો આપું. ધારો કે આ નર્મદા નદીના સેંકડો માઇલ લાંબા કાંઠા ઉપરનાં બધા ગામવાળાઓએ આ ચાણોદને આરેથી જ નદી ઊતરવી એમ સરકાર હુકમ કાઢે ! તો એ હુકમને તમે કેવો કહેશો? એ જ પ્રમાણે સમજવું કે આ સંસારરૂપી અજ્ઞાનની નદી તરવાનાં પણ મહાપુરુષોએ અનેક સ્થાન—ઓવારા, આરા—બાંધ્યા છે, અનેક ન્હાનાં મ્હોટા ત્રાપા હોડીઓ વ્હાણો ચાલતાં કર્યાં છે—એનો આપણે પોતપોતાની અનુકૂળતા પ્રમાણે અને જરૂર પ્રમાણે લાભ લઇએ એમાં જ સારૂં છે. સ્મરણમાં એક વાત રાખવી કે સૌએ સામે કાંઠે જ જવાનું છે, ક્યાંથી જવું અને કેવી રીતે જવું એ આપણે આપણું સ્થાન સ્થિતિ વગેરે જોઇને નક્કી કરવાનું છે. આજ આવો એક મ્હોટો આરો બાંધનારની, અને ત્યાં ન્હાનાં મ્હોટાં નદી તરવાનાં અનેક સાધનો ચાલતાં કરનારની મારે તમારી આગળ વાત કરવી છે; અને પહેલાં આપેલી ઉપમાથી બોલું તો—અજ્ઞાનના ગઢમાં એક મ્હોટું ગાબડું પાડનાર એક મહાન સેનાપતિની અને એનાં શસ્ત્રની મારે તમને વાત કહેવી છે.

છોકરાંઓ, પ્રથમ એ કહો કે હિન્દુ ધર્મની વ્યાખ્યા તો તમને યાદ છે ને ?

વેણીલાલ:—હા, સાહેબ. સિન્ધુ અને ગંગા—યમુનાના પ્રદેશમાં ઉત્પન્ન થએલો અને ત્યાંથી વિસ્તરેલો જે ધર્મ તે હિન્દુ ધર્મ.

મહેતાજી:—બરાબર. બીજું, હું ધારૂં છું કે તમને એ પણ યાદ હશે કે આ ભૂમિમાં જેમ ઇન્દ્ર વરુણ વગેરે દેવોની સ્તુતિઓ થતી, અને યજ્ઞો થતા, તેમ એ સર્વ દેવોમાં વિરાજતો પરમાત્મા કેવો છે અને એ કેવી રીતે મળે એનો વિચાર કરવામાં પણ ઘણાં સ્ત્રી પુરુષો મચ્યાં રહેતાં. એમાં કેટલાક જનક રાજા જેવા રાજકાર્ય કરતા અને કેટલાક શુકદેવજી જેવા પરમહંસ—સંન્યાસી—થઇને ફરતા. આ છેલ્લી તરેહના બે મહાન અવતારી પુરુષો ઐતિહાસિક કાળમાં ઈ. સ. પૂર્વે પાંચસોક વર્ષ ઉપર ગંગાના પ્રદેશમાં થયા છે—મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધ. તેમાં પહેલા **મહાવીરસ્વામી.** એમણે ઉપદેશેલો ધર્મ તે "જૈન ધર્મ" કહેવાય છે. જૈન શબ્દ 'જિન' ઉપરથી થયો છે: 'જિન' એટલે જીતનાર, આ સંસારરૂપી મોહનો ગઢ જીતનાર. એમણે આ સંસારરૂપી નદી તરવાનો આરો બાંધ્યો છે, તથા એ તરવાનાં શાસ્ત્રરૂપી ન્હાનાં મ્હોટાં સાધનો રચ્યાં છે, તેથી એ **તીર્થંકર** પણ કહેવાય છે.

---

મતિ=માનવું,
ગઢ=કિલ્લો.
નિર્ણય=નિશ્ચય, ઠરાવ.
ઉપમા=દાખલો, દૃષ્ટાન્ત, સરખામણી.
વિરાજતો=પ્રકાશતો.
પરમહંસ=સંન્યાસી.
અવતારી=પરમેશ્વરના અવતાર, અવતાર જેવા.
મોહ=અજ્ઞાન; ખોટી ખરાબ વસ્તુને સારી અને સારીને ખોટી માની એમાં પડયા રહેવું.
ઐતિહાસિક=જ્યારથી બરાબર ઇતિહાસ મળે છે તેવો.

---

૩૯

# ઋષભદેવ અને મહાવીર સ્વામી.

જૈન ધર્મમાં ચોવીસ તીર્થંકર થયા કહેવાય છે, તેમાં પહેલા ઋષભદેવજી અને છેલ્લા મહાવીર સ્વામી. ઋષભદેવજી અત્યન્ત પ્રાચીન કાળમાં થઈ ગયા છે, અને બ્રાહ્મણો પણ એમને વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક માને છે, અને એમના વૈરાગ્યનાં તપનાં અને પરમહંસવૃત્તિનાં ઘણાં વખાણ કરે છે. જૈનશાસ્ત્રો કહે છે કે એમના સમયમાં લોક લખવું વાંચવું જાણતા નહિ; એટલું જ નહિ, પણ રાંધવું હજામત વગેરે સુધરેલા મનુષ્યનાં સાધારણ કર્મ પણ તેઓને આવડતાં નહોતાં. ઋષભદેવજીએ ગાદીએ આવી તેઓને એ શીખવ્યું,* તથા લેખન ગણિત પાકશાસ્ત્ર વગેરે અનેક વિદ્યાઓ અને કળાઓ બતાવી. વૃદ્ધ થતાં, પોતાના દીકરાઓને રાજ્ય વ્હેંચી આપી પોતે તપ કરવા ગયા, અને આત્માનું સ્વરૂપ ઓળખી 'કેવળી' થયા અર્થાત્ પરમ જ્ઞાનની દશાએ પહોંચ્યા.

મહાવીર સ્વામી પણ એ જ પ્રમાણે એક ક્ષત્રિય રાજકુમાર હતા. ન્હાનપણથી જ એમની વૃત્તિ વૈરાગ્યવાળી હતી. પરંતુ તે સાથે એ કોમળ પણ એવી હતી કે સ્નેહાળ માતપિતાને તરછોડી એમનું મન દૂભવીને એકદમ યતિ–સાધુ–થઈ જવું એમને પસંદ પડયું નહિ. તેથી એમણે ગૃહસ્થાશ્રમ માંડયો. પણ માતાપિતાના ગૂજરી ગયા પછી એમના મ્હોટા ભાઇની આજ્ઞા લઇ ત્રીસ વર્ષની ઉમ્મરે એ સાધુ થયા. સાધુ થઇને વિચરવા માંડયું. તે વખતના એમના પરિગ્રહ ( સાથે લીધેલી વસ્તુ ) વિષે બે મત છે. કેટલાકનું એમ માનવું છે કે એ પ્રથમથી જ 'દિગંબર' એટલે દિશાઓ રૂપી જ જેમને વસ્ત્ર છે એવા, વસ્ત્રરહિત, રહેતા હતા, અને 'પાણિપાત્ર' એટલે હાથના ખોબામાં જ ભિક્ષા લેતા હતા. બીજાઓનું એમ કહેવું છે કે એમણે પહેલી ભિક્ષા પાત્રમાં જ લીધી હતી અને તેથી સાધુઓએ એમ કરવું જ વાજબી છે; વળી દીક્ષા લેતી વખતે ઇન્દ્રે આપેલું વસ્ત્ર પણ એમણે કેટલોક વખત રાખ્યું હતું તેથી સાધુએ જરૂર જેટલાં વસ્ત્ર રાખવાં

---

* આ શી રીતે શીખવ્યું એની રસિક અને રમુજી વિગત ગુજરાતી વાંચનમાળાની પાંચમી ચોપડીમાં આપી છે તેથી તે અહીં આપી નથી. ત્યાંથી જોઈ લેવી.

એ પણ બરાબર છે. એ વસ્ત્ર કેવી રીતે ગયું એ વિષે એવી વાત કહે છે કે એમને એક ગરીબ બ્રાહ્મણ રસ્તામાં મળ્યો એને એમણે અડધું ફાડીને આપી દીધું. પછી એ બ્રાહ્મણ દરજીને ત્યાં એની કોર ઓટાવવા લઇ ગયો, ત્યાં દરજીએ એને કહ્યું કે વસ્ત્ર બહુ કીંમતી છે અને એનું બીજું અડધીયું લઇ આવો તો બે મેળવીને એક ઉત્તમ વસ્ત્ર કરી આપું. બ્રાહ્મણ પાછો મહાવીર સ્વામી ફરતા હતા ત્યાં ગયો. પણ હવે બીજું અડધું કેમ મંગાય ? - એમ ખચકાતો ખચકાતો સ્વામીની પાછળ પાછળ ચાલ્યો. એટલામાં બાકીનું અડધું વસ્ત્ર કાંટામાં ભરાયું, અને એ પાછું ઊપાડી લેવાની સ્વામીજીએ દરકાર કરી નહિ, એટલે બ્રાહ્મણે એ લઇ લીધું. અને એ સમયથી મહાવીર સ્વામી તદ્દન દિગંબર રહ્યા. આ બેમાંથી ખરી હકીકત ગમે તે હો-પણ આટલું નક્કી છે કે મહાવીર સ્વામીનો વૈરાગ્ય બહુ વીવ્ર હતો. દીક્ષા લીધા પછી બાર વર્ષ તપમાં ગાળી એ 'કેવલ' (ઉત્તમ) જ્ઞાન પામ્યા, અને તે પછી ત્રીસ વર્ષ ધર્મોપદેશ કરી નિર્વાણે ગયા. એમની સાધુપણાની દશામાં એ જે ભાગમાં મુખ્યત્વે કરી ફર્યા એ હજુ પણ એમના 'વિહરવા' -વિચરવા-ઉપરથી 'બિહાર' નામે ઓળખાય છે.

---

પરમહંસવૃત્તિ—હંસપક્ષી દૂધ અને પાણી એકઠાં કર્યાં હોય એમાંથી દૂધ દૂધ ખેંચી લે છે એમ કહેવાય છે, અને એ જ રીતે જે મનુષ્ય પોતાના જ્ઞાનથી ખરૂં શું અને ખોટું શું એ પારખી શકે છે તે હંસ, અને એ જાતનું ઉત્તમ જ્ઞાન જેને હોય તે પરમહંસઃ સંન્યાસી, અને ઉત્તમ સંન્યાસી. ઉત્તમ સંન્યાસીની રીતે રહેવું તે પરમહંસવૃત્તિ.

બે મત—જે ઉપરથી જૈન ધર્મમાં બે પન્થ પડયા છેઃ શ્વેતામ્બર અને દિગમ્બર શ્વેત (ધોળાં) વસ્ત્ર પહેરનારા સાધુઓનો પન્થ તે શ્વેતામ્બર; મહાવીર સ્વામીએ સાધુ થયા પછી વસ્ત્ર રાખ્યાં જ નથી અને તેથી સાધુઓએ વસ્ત્ર પહેરવાં જ ન જોઇએ એમ માનનારા તે દિગમ્બર.

દુભાવીને=દુઃખ કરીને, કચવાવીને.
વૈરાગ્ય=સંસારના સુખમાં મનને રંગાવા-લાગવા દેવું નહિ તે; સંસાર તરફ ભાવ ન હોવો તે.
વિચરવું=વિહરવું, ફરવું.
ભિક્ષા=માગેલું અન્ન.
પાણિ=હાથ; પાત્ર=વાસણ.
દીક્ષા=પવિત્ર સ્થિતિ, સંન્યાસ.
તીવ્ર=સખ્ત, તીણો, આકરો.
નિર્વાણ=શાન્તિની સ્થિતિ, સંન્યાસીનું મરણ.

૪૦.

# જૈન ધર્મનો મુખ્ય ઉપદેશ.

**ધર્મચન્દ્ર**:—મહેતાજી સાહેબ, જૈન ધર્મનાં એવાં કયાં કયાં તત્ત્વો છે કે જેમાં એના સઘળા શાસ્ત્રકારોનો એક મત છે?

**મહેતાજી**:—આજ હું તમને એ જ કહેવાનો હતો.

(૧) **અહિંસાઃ—'અહિંસા પરમો ધર્મઃ'**—'અહિંસા એ મ્હોટામાં મ્હોટો ધર્મ છે' એ જૈન ધર્મનો મ્હોટામાં મ્હોટો સિદ્ધાન્ત છે. એ ધર્મની સઘળી આજ્ઞાઓ અને સઘળા આચાર વિચારની પાછળ અહિંસાના સિદ્ધાન્ત માટે બહુ જ લાગણી જોવામાં આવે છે. જૈન ધર્મમાં યજ્ઞ યાગાદિકમાં કે સામાન્ય ખાનપાનમાં હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે એટલું જ નહિ, પણ મનુષ્યની સઘળી ક્રિયાઓને બારીકીથી તપાસી એમાં કયાં કયાં હિંસાનો પ્રસંગ આવે છે એ જોયું છે, અને ત્યાં હિંસા થતી કેવી રીતે અટકે, અગર કાંઇ નહિ તો ઓછામાં ઓછી થાય, એના માર્ગ શોધી કાઢવામાં આવ્યા છે. જૈન ધર્મમાં 'ષટ્ જીવકાય' (૧) પૃથ્વી, (૨) જળ, (૩) તેજ, (૪) વાયુ, (૫) વનસ્પતિ, અને (૬) ત્રસ (જંગમ પ્રાણી, જે ત્રાસ-ભય-દેખી એક સ્થળેથી બીજે સ્થળે જઇ શકે એવા): એમ છ પ્રકારના જીવ માન્યા છે, અને એમના રક્ષણ માટે ઉપદેશ કર્યો છે.

(૨) જૈન ધર્મનો બીજો મ્હોટો આગ્રહ **તપ** માટે છે. ઉપવાસાદિકથી શરીર અને ઇન્દ્રિયોનું દમન કરવું તેઓ જરૂરનું ગણે છે. તેઓ અન્તર્‌ની–મનની–વૃત્તિઓનો જય નકામો ગણતા નથી કે એનું ઓછું મહત્ત્વ માનતા નથી, પણ દેહને અને મનને એવો ગાઢ સંબન્ધ છે કે દેહના અને ઇન્દ્રિયોના દમન વગર મન જીતાવું અશક્ય છે એમ એમનું કહેવું છે. અને તેથી જૈન ધર્મમાં ઉપવાસ કરવા બહુ જ જરૂરના ગણ્યા છે. સાધુ થતાં પહેલાં જે કેશલુંચનનો વિધિ છે તે પણ આ તપ માટેની શક્તિ કસવા સારૂ છે.

(૩) **વૈરાગ્ય** ઉપર પણ જૈનો બહુ લક્ષ દે છે. મનુષ્યનો પરમ પુરુષાર્થ

વ્યાવહારિક—આ સંસારની—સમૃદ્ધિ નથી, પણ કૈવલ્ય સ્થિતિ યાને નિર્વાણ યા શાન્તિ છે એમ એ જોરથી પોકારે છે.

(૪) જૈનો જગતને અનાદિ માને છે, અને કર્મના મહાનિયમથી સઘળું ચાલ્યાં કરે છે એમ કહે છે. મનુષ્યને કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી અને કરીશું તેવું પામીશું એ સિદ્ધાન્ત જે હિન્દુ ધર્મની બ્રાહ્મણશાખાનો પણ છે જ—એના ઉપર જૈનો બહુ ભાર મૂકે છે, અને બહુ વિગતવાર સમજાવે છે.

(૫) તેઓ જગતનો કર્ત્તા **ઈશ્વર માનતા નથી.** પણ ઋષભદેવ વગેરે રાગાદિદોષરહિત અને લોકના ઉદ્ધારક એવા જે તીર્થંકરો થઈ ગયા છે એમને ભગવાન તરીકે પૂજે છે.

(૬) આ સિવાય, જૈન ધર્મના તત્ત્વજ્ઞાનમાં **સ્યાદ્વાદ** કરીને એક મ્હોટો સિદ્ધાન્ત છે. એનું તાત્પર્ય એવું છે કે કોઇ પણ વસ્તુ આવી છે કે તેવી છે એમ એક જ રૂપે વર્ણવી શકાતી નથી: એક વસ્તુ એક રૂપે હોય, બીજે રૂપે ન હોય, એક સ્થળે હોય ને બીજે સ્થળે ન હોય, એક કાળે હોય ને બીજે કાળે ન હોય ઇત્યાદિ. આમ એક જ વસ્તુ જુદી જુદી રીતે જોતાં જુદી જુદી તરેહની ઠરે છે. આ વાત ધ્યાનમાં રાખવાથી મતભેદના ઘણા કજીઆ નાશ પામી જવાનો સંભવ છે. આ સિદ્ધાન્ત જૈન ધર્મની મ્હોટી શોધ છે.

---

દમન=દાબવું, તાબે રાખવું.
નિષેધ=નકાર.
પ્રસંગ=થવાનો સંભવ.
ગાઢ=એક બીજાની અંદર પેઠેલો એવો.
કેશલુંચન વાળ ચૂંટી નાંખવા.
સમૃદ્ધિ=સુખ સંપત્તિ, છોકરાં-છૈયાં, ધન વૈભવ.
રાગાદિ દોષ=રાગ-દ્વેષ એટલે વ્હાલું અળખામણું ગણવું તે વગેરે દોષ.

---

૪૧

# જૈનઃ વ્રત, સામાયિક, પ્રતિક્રમણ.

**મહેતાજીઃ**—છોકરાંઓ, અમુક માણસનું જીવન ધાર્મિક છે કે કેમ એની ખરી કસોટી એનું ચારિત્ર–એની નીતિ–છે. એ ચારિત્ર જ્ઞાન થકી ઘડાય છે. અને એ જ્ઞાન શાસ્ત્રો જોવાથી મળે છે. તેથી '**દર્શન**' કહેતાં જોવું, શ્રદ્ધાથી જોવું; '**જ્ઞાન**' કહેતાં જાણવું, સમજવું; અને '**ચારિત્ર**' કહેતાં ચાલવું—એ ત્રણ જૈન ધર્મમાં 'ત્રણ રત્ન' કહેવાય છે.

હવે, ચારિત્રમાં '**પાંચ વ્રત**' યાને નિયમો પાળવાના છે તે આ પ્રમાણેઃ

(૧) **અહિંસા વ્રત**—એટલે હિંસા કરવી નહિ, અર્થાત્ 'પ્રાણાતિપાત'( હિંસા )નો દોષ ન થાય એ જોવું: ન્હાના મ્હોટા સ્થાવર જંગમ કોઇ પણ જીવની મન વાણી કે કાયાએ કરી કદી પણ હિંસા કરવી નહિ, કરાવવી નહિ, કોઇ કરતું હોય તેમાં અનુમોદન આપવું નહિ.

(૨) **સત્ય વ્રત**—અસત્ય બોલવું ( મૃષાવાદ કરવો ) નહિ. મન, વાણી કે કાયાએ કરી, ક્રોધથી લોભથી ભયથી કે મશ્કરીમાં, કદી પણ જૂઠું બોલવું નહિ, બોલાવવું નહિ, એમાં અનુમોદન આપવું નહિ.

(૩) **અસ્તેય વ્રત**—ચોરી કરવી ( અદત્તાદાન—વગર આપ્યું લેવું ) નહિઃ મન વાણી કે કાયાએ કરી, ન્હાનું મ્હોટું વધારે –ઓછું કશું પણ, કોઇનું વગર આપ્યું લેવું નહિ, લેવરાવવું નહિ, લેવામાં અનુમોદન આપવું નહિ.

(૪) **બ્રહ્મચર્ય વ્રત**—બ્રહ્મચર્ય પાળવું: મન વાણી કે કાયાએ કરી, કોઈ પણ તરેહથી, બ્રહ્મચર્ય તોડવું નહિ, તોડાવવું નહિ, તોડવામાં અનુમોદન દેવું નહિ.

(૫) **અપરિગ્રહ વ્રત**—'પરિગ્રહ' ન કરવો–અર્થાત્ પોતાની આસપાસ વસ્તુઓ રાખવી નહિ, રખાવવી નહિ, રાખવામાં અનુમોદન આપવું નહિ. વસ્તુઓ રાખવી નહિ એટલે કે ગૃહસ્થે

જેમ બને તેમ ઓછી રાખવી, અને ઓછી કરતા જવું અને છેવટે સાધુ થઇને છોડી દેવી.

હવે છોકરાંઓ કહો જોઇએ, આ અહિંસા સત્ય વગેરેના નિયમ તમે બીજે કોઇ ઠેકાણે વાંચ્યા છે ?

**સુમનરાય:**—હા, સાહેબ; તે દિવસે અહીં દિવાલ ઉપર સામાન્ય ધર્મનાં પાટીઆં લટકાવ્યાં હતાં એમાં મેં આવું જ કાંઇક વાંચેલું યાદ આવે છે.

**મહેતાજી:**—તમને ઠીક યાદ રહ્યું છે. એ વ્રત વૈદધર્મનાં ઘણાં પુસ્તકોમાં (મનુસ્મૃતિ યોગસૂત્ર વગેરેમાં) જોવામાં આવે છે. અને જૈન ધર્મમાં પણુ એ જોવામાં આવે છે તેનું કારણુ કે એ સર્વ મૂળ એક છે. પણુ જૈન શાસ્ત્રકારોએ એમાં જે ઠીકઠાક અને ઝીણી ગોઠવણી કરી છે તે જોવા જેવી છે. મન વાણી અને કાયાનાં કર્મ એવા ત્રણ ભેદ એમાં પાડયા છે, અને કરવું, કરાવવું, અને અનુમોદન કરવું એવા પાછા એ ભેદના પેટાભેદ કર્યા છે. આમ હોવાથી, હિંસા, જૂઠ, ચોરી વગેરેનો વિચાર સરખો પણુ મનમાં આવવા દેવો, કે કોઇ એવો વિચાર કરતું હોય એને પસંદ કરવા જેટલો પણુ એમાં ભાગ લેવો એને મૂળ દોષનું નામ આપીને એ દોષ છે એ વાત તરફ આપણું સારી રીતે ધ્યાન ખેંચ્યું છે.

વળી જૈન ધર્મમાં મન ઇન્દ્રિયોને ધર્મને માર્ગે ચઢાવવા માટે માટે '**આવશ્યક**'—જરૂરની–ગણેલી ક્રિયાઓમાં પ્રભુની સ્તુતિવન્દના ઉપરાંત (૧) સામાયિક અને (૨) પ્રતિક્રમણુ છે.

(૧) **સામાયિક:**—એટલે મનની સમતા મેળવવી. આ સંસારમાં બધી ચીજો આપણુને મનગમતી કયાંથી મળે? ટાઢે હોય તડકોએ હોય. શિયાળોએ હોય ઉન્હાળાએ હોય, બાગ–બગીચાઓ હોય અને કાંટાઝાંખરાં પણુ હોય—ટૂંકામાં, સુખ પણુ હોય ને દુઃખ પણુ હોય; માટે સુખ દુઃખમાં મનને ડામાડોળ થવા ન દેતાં એને સમતામાં યાને સરખાઇમાં રાખવું. સારૂં–ખોટું વ્હાલું–અળખામણું અર્થાત્ રાગદ્વેષ થવા ન દેવા; અને પ્રાણી માત્ર ઉપર સરખો ભાવ રાખવો. આ માટે દરેક જૈનને હમેશાં બે ઘડી ચિત્તને સ્થિર રાખી જ્ઞાનનો પાઠ ('સજ્ઝાય'

-'સ્વાધ્યાય') અને ધ્યાન કરવાની આજ્ઞા છે. અને સામાયિક યાને સમતા કેળવવાનો વિધિ છે.

(૨) તેવું જ બીજું આવશ્યક **પ્રતિક્રમણ છે**. 'પ્રતિક્રમણ' એટલે અશુભ યાને પાપમાંથી પાછા ફરી શુભ તરફ ચાલવું. મનુષ્ય દિવસ અને રાતમાં જાણ્યે-અજાણ્યે કાંઇ ને કાંઇ પાપ કર્યા વિના રહેતો નથી. પણ સવાર સાંઝ પોતાનાં પાપનો વિચાર કરી, થઇ ગયું તે માટે મનમાં પસ્તાવો લાવી, ભવિષ્યમાં તેમ ન કરવાનો નિશ્ચય કરે તો તેથી એનું જીવન ઘણું સુધરે. તે માટે: જૈન શાસ્ત્રકારોએ આ ' પ્રતિક્રમણ ' એટલે પાછા ચાલવાનો, પાપ કબૂલી સારે માર્ગે ચાલવાનો, વિધિ કર્યો છે. રાત્રિનું અને દિવસનું એમ બે પ્રતિક્રમણ હોય છે. રાતનું સવારમાં, અને દિવસનું સાંઝે કરવામાં આવે છે.

---

અનુમોદન=ઠીક થાય છે કહેવું, હાજી-ઓ પૂરાવવો.

સ્થાવર=સ્થિર રહેતા, જેમકે ઝાડ.

જંગમ=ચાલતા, જેમકે ઝીણામાં ઝીણા હરતા ફરતા જીવથી માંડી મનુષ્ય.

કાયા=શરીર.

---

## ૪૨

# જૈન: બન્ધ અને મોક્ષ.

**મહેતાજી**:—છોકરાંઓ, જુવો આ તળાવ કેવું સુન્દર લાગે છે!

**સુન્દરલાલ**:—બહુ સારૂં છે. સાહેબ, આ જ આપણે અહીં બેસીશું?

**મહેતાજી**:—હા, હવે અહીં બેસવામાં કાંઈ હરકત નથી. પહેલાં આ ઠેકાણે બહુ ગંધ આવતી. આ નવા સુધારા માટે આપણે મહારાજા સાહેબને આભારી છીએ. હાલમાં એમણે હુકમ કાઢયો છે કે ગામનું મેલું પાણી તળાવમાં જવા દેવું નહિ, કારણ કે એથી તળાવ બગડે છે અને રોગ ફેલાય છે.

**સૌ તળાવને કાંઠે બેઠા.**

મહેતાજીઃ—છોકરાંઓ, આ તળાવની વાત ઉપરથી મને જૈન ધર્મનો એક સિદ્ધાન્ત યાદ આવે છે—તે **આસ્રવ** અને **સંવર**નો. આત્માને વિષે કર્મનું વહેવું તે 'આસ્રવ.' જેમ ગામનું મેલું પાણી નાળામાં થઇને તળાવમાં વહે છે અને તળાવને મેલું કરે છે, તેમ આ સંસારના વિષયો, ઇન્દ્રિય વગેરે નાળામાં થઇને, આત્મામાં પેસે છે અને આત્માને બગાડે છે. એક બીજું દૃષ્ટાન્ત એ અપાય છે કે—જેમ ભીના વસ્ત્ર ઉપર ધૂળ વગેરે જે કાંઇ કચરો આવી પડે છે તે એને ચોંટી જાય છે તેમ ક્રોધ અભિમાન વગેરે દુષ્ટ વૃત્તિઓથી લદબદ થએલા આત્માને આ સંસારનાં કર્મો વળગી પડે છે. આ દુષ્ટ વૃત્તિઓને '**કષાય**' કહે છેઃ 'કષાય' એટલે મેલ, અથવા હણનારી નુકસાન કરનારી વસ્તુઓ. કષાય ચાર છેઃ ક્રોધ, અભિમાન, માયા (કપટ, છળ) અને લોભ.

આસ્રવથી ઉલટો શબ્દ '**સંવર**': આસ્રવને સારી રીતે વારે અટકાવે-તે સંવર; અથવા તો આસ્રવ એટલે વહેણનું દ્વાર બંધ કરે તે સંવર.†

કર્મરૂપી બન્ધનમાંથી મોક્ષ મેળવવા માટે સંવર કરવો—અર્થાત્ આસ્રવને વારવો—એટલું જ બસ નથી. નવાં કર્મને માટે એ બરાબર છે. પણ જૂનાં કર્મ ખપાવી નાંખવા માટે—એનો ક્ષય કરવા માટે-સંવર ઉપરાંત 'નિર્જરા'ની જરૂર છે. નિર્જરા એટલે ઉત્પન્ન થએલાં કર્મનું તપ-ઉપવાસાદિક સાધન વડે નિર્જરણ કરવું, જરાવી નાંખવું, ઘસાઇ જાય, નાશ પામે એમ કરવું. આમ કરવાથી છેવટે સંસારરૂપી બન્ધ ટળી મોક્ષ મળે છે.

---

* આ+સ્રુ-વહેવું ધાતુ ઉપરથી. † સં+વૃ-વારવું, અથવા બંધ કરવું ઉપરથી.

૪૩

# ગૌતમ બુદ્ધ.

**મહેતાજીઃ**—જૈન તીર્થંકર મહાવીર સ્વામીના જ વખતમાં, પણ એમનાથી જરાક પાછળ–ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બૌદ્ધ ધર્મ–હિન્દુ ધર્મની ત્રીજી શાખા–પ્રવર્તાવનાર ભગવાન ગૌતમ બુદ્ધ થયા. એમના સમય સુધીમાં પ્રાચીન વેદધર્મમાં અનેક ફેરફાર થઇ ચૂક્યા હતા. એક તરફ જનસમાજમાં કોઇક સ્થળે જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યનો ઉપદેશ જળવાઇ રહ્યો હતો, તે જ સાથે બીજી તરફ પ્રજાના મ્હોટા ભાગમાં કર્મકાંડનાં જાળાં પણ પુષ્કળ બંધાયાં હતાં, અને કવિઓ, ભક્તો, જ્ઞાનીઓ અને સાધુઓનું સ્થાન—જેમ હંસનું સ્થાન બગલા લે તેમ—ટીકાકાર, વાદવિવાદી, કર્મકાંડી અને મૂર્ખ તપસ્વી લોકે લીધું હતું. આવે સમયે ધર્મપરિત્રાણના મહાનિયમને અનુસરી ('જ્યારે જ્યારે ધર્મ નાશ પામે છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ધર્મનો ફરી ઉદ્ધાર કરવા હું અવતાર લઉં છું' એવા ગીતામાં કહેલા ભગવાનના વાક્ય પ્રમાણે ) શ્રી **ગૌતમ બુદ્ધનો** અવતાર થયો. 'બુદ્ધ' એટલે બોધ પામેલા, જાગેલા, જ્ઞાની. સંસારમાં અજ્ઞાની જન સૌ સૂતેલા જાણવા, અને જ્ઞાની જન જ ખરેખર જાગતો સમજવો—તેથી એમનું આ બુદ્ધ એવું વિશેષણનામ યથાર્થ છે. બ્રાહ્મણ ધર્મમાં વિષ્ણુના ચોવીસ અવતાર અને જૈન ધર્મમાં ચોવીસ તીર્થંકરો છે તેમ બૌદ્ધ ધર્મમાં ચોવીસ બુદ્ધ છે. એ ચોવીસ બુદ્ધમાં માત્ર ગૌતમ બુદ્ધની હકીકત ઐતિહાસિક પ્રમાણથી જાણીતી છે એ હું તમને કહુંછું.

ગંગાના ઉત્તર પ્રદેશમાં હિમાલયની દક્ષિણ તળેટીએ કપિલવસ્તુ નામે ગામ આવેલું હતું. ત્યાં ઇ. સ. છઠ્ઠા સૈકામાં શુદ્ધોદન નામે રાજા રાજ્ય કરતો હતો. એને ત્યાં રાણીની મ્હોટી ઉમ્મરે કુંવરનો જન્મ થયો. માતપિતાની પુત્ર માટેની ઇચ્છા સફળ થઇ–સિદ્ધ થઇ–તેથી એમનું નામ **સિદ્ધાર્થ** પાડ્યું. એ ગૌતમ ગોત્રના હોવાથી **ગૌતમ** કહેવાય છે. અને આગળ જતાં એ આ સંસારરૂપી અજ્ઞાનની નિદ્રામાંથી જાગ્યા, બોધ પામ્યા તેથી **બુદ્ધ** એવું માનવંતું વિશેષણ–નામ એ-

મને લગાડવામાં આવ્યું છે. યોગ્ય વયે યશોધરા નામે એક રાજકન્યાને એ પરણ્યા, અને એનાથી રાહુલ નામે એક પુત્ર થયો. ત્યારથી ૨૯-૩૦ વર્ષ થતાં સુધીની એમની હકીકત આપણા જાણવામાં આવતી નથી. પણ આપણે સહજ અનુમાન કરી શકીએ કે એ વખત યુવાવસ્થાનાં -ઇન્દ્રિયોનાં-અનેક સુખ ભોગવવામાં ગયો હશે. પણ ગૌતમ બુદ્ધનો આત્મા સંસ્કારી હતો, ઇન્દ્રિયોનાં સુખમાં લપટાઇ રહે એવો નહોતો. કહે છે કે બાળપણથી જ એમના પિતાને એક જોશીએ કહ્યું હતું કે આ કુમાર આગળ જતાં એક ભારે સંન્યાસી થશે. રાજાને એ ભવિષ્ય ગમ્યું નહોતું અને તેથી એમને સંસારના સુખથી ભરેલા એક મહેલમાં જ ઘણો ખરો વખત કઢાવતા. આ દરમિયાન એમ કહેવાય છે કે એક વખતે એ રથમાં બેસી બહાર ફરવા નીકળ્યા હતા ત્યાં એમણે એક ઘરડો ડોસો, કમ્મરે વળી ગએલો, આંખે પીયા વળેલા, મ્હોંએ લાળ નીતરે, ચાલતાં ઠોકરો વાગે, ઇત્યાદિ અનેક ઘડપણનાં દુઃખોથી પીડાતો જોયો. બીજે એક વખતે, એક રોગીને, હાથેપગે પત થએલું, મ્હોં ઉપર માખીઓ બણબણે, અને પેટ જળોદરથી તગતગતું, એવો રસ્તામાં પડેલો દીઠો. વળી ત્રીજી વખત, એક મુડદું રસ્તામાં જતું અને એની પાછળ લોકો હાય હાય કરતા રોતા જતા જોયા. રાજકુમાર-જેનો વખત આજ સુધી એશ-આરામનાં સાધનોથી ભરપૂર એક એકાન્ત રાજમહેલમાં જ ગએલો— એ આ સર્વ દેખાવથી ઘણું જ આશ્ચર્ય પામ્યા. જ્યારે એમના સારથિએ એમને સમજણ પાડી કે આ વસ્તુઓ—જરા ( ઘડપણ ) વ્યાધિ અને મરણ—તો સંસારમાં તદ્દન સાધારણ છે, ત્યારે એમના ઉમદા મનમાં તીવ્ર વૈરાગ્ય થઇ આવ્યો. પણ શું કરવું તે સૂઝે નહિ. એકવાર એ ફરવા નીકળ્યા ત્યાં સામાન્ય પહેરવેષથી એક જુદીજ તરેહના પહેરવેષવાળો એક માણસ દીઠો, તેને જોઈ એમણે સારથિને પૂછ્યું: 'આ શી જાતનો માણસ હશે?' સારથિએ કહ્યું: 'આ સંન્યાસી કહેવાય'. રાજકુમાર: 'સંન્યાસી તે કોણ?' સા૦ 'સંસારને દુઃખરૂપ સમજી જેઓ એને છોડી દે છે તે.' ગૌતમે આ સાંભળી સંસાર છોડી ચાલી નીકળવાનો વિચાર કર્યો, અને તે સાથે દુઃખના નિવારણનો ઉપાય પણ શોધી કાઢવો એમ નિશ્ચય કર્યો. રોજના રિવાજ મુજબ રાત્રિએ ગાનતાન થઇ રહ્યા પછી સિદ્ધાર્થ શયનગૃહમાં ગયા. પણ ઊંઘ આવી

નહિ. રાણી યશોધરા અને બાળક રાહુલ સૂતાં હતાં, ત્યાં પાસે ગયા. બાળકને તેડી ભેટવાનું મન થયું. પણ રાણીનો એક હાથ બાળક ઉપર પડેલો હતો તે ઊપાડીને બાળકને લેવા જાય તો રાણી જાગી ઊઠે. જાગી ઊઠે તો પછી એ પોતાના વ્હાલા પતિને સંસાર છોડવા કેમ દે? ન દે તો પછી શું કરવું? આવા અનેક વિચારો એમના મનમાં આવવા માંડ્યા. આખરે બધા સંકલ્પ-વિકલ્પ છોડી, પોતાના તેમજ અસંખ્ય જીવના કલ્યાણ અર્થે સિદ્ધાર્થે યશોધરા અને રાહુલને એમનાં એમ મૂકી, મહેલ છોડી, એક સફેદ ઘોડા ઉપર સ્વાર થઈ, ચાલ્યા ગયા. આ મહાન બનાવ—સિદ્ધાર્થના જીવનનો તેમજ જગતના ઇતિહાસનો આ મહાન બનાવ—બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રોમાં 'મહાભિનિષ્ક્રમણ.'—એટલે મહાન નીકળી પડવું—ને નામે જાણીતો છે.

સિદ્ધાર્થ રાત્રે ને રાત્રે ઘોડા ઉપર બહુ દૂર નીકળી ગયા. એક નદીને કાંઠે ઘોડા ઉપરથી ઊતર્યા, અને તરવાર કાઢી તે વડે પોતાને હાથે પોતાના સુન્દર કેશ કાપી નાંખ્યા, તથા આભરણ (અલંકારો) વગેરે પોતાનો રાજકુમારનો પોષાક ઊતારી ઘોડાવાળાને આપી દીધો. અને એને કપિલવસ્તુ તરફ પાછો વાળી પોતે સાધુને વેષે આગળ ચાલ્યા. થોડો વખત પાસેના આંબાવાડીઆમાં રહી, મગધની રાજધાની રાજગૃહી પ્રત્યે ગયા. ત્યાંના રાજાએ એમનું સન્માન કર્યું અને એમને આચાર્યપદ લેવા કહ્યું. પણ એમણે હજુ એ કામ માટે પોતાની યોગ્યતા માની નહોતી તેથી તે સ્વીકાર્યું નહિ. પછી એમણે બ્રાહ્મણો પાસે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો પણ એના સિદ્ધાન્તોથી સિદ્ધાર્થને સન્તોષ થયો નહિ. તેથી તે આગળ ચાલ્યા. એક ઠેકાણે કેટલાક બ્રાહ્મણોને યજ્ઞમાં પશુ હોમતા જોયા, એ તો એમના દયાળુ આત્માને બહુ જ ખોટું લાગ્યું. ગયા (એ નામનું ગામ) જઇને ત્યાં તપ આદર્યું. છ વર્ષ સુધી સખ્ત તપશ્ચર્યા કરી, તેથી શરીર કાષ્ઠ જેવું સૂકાઈ ગયું, અને નબળાઇ વધી પડી. એક વખત પાસેની નદીમાં ન્હાવા ગયા હતા ત્યાં એમને પાણીમાંથી ઊઠવું પણ ભારે થઇ પડ્યું. આખરે કાંઠા ઉપરના ઝાડની ડાળ ઝાલી ઊભા થયા અને આશ્રમ તરફ વળ્યા પણ ચાલી શકાયું નહિ. રસ્તામાં બેશુદ્ધ થઇને પડ્યા. એક ભરવાડ કન્યા પાસે થઇને જતી હતી તેણે એમને દૂધ

પામ્યું, ટટાર કર્યાં અને આશ્રમે પહોંચાડયા. આટલું દેહકષ્ટ કર્યાં છતાં પણ સંસારના દુઃખનું નિદાન—કારણ—વૈદ્ય રોગનું કારણ શોધી કાઢે છે તેમ–અને એ દુઃખનું નિવારણ કરવાનો મટાડવાનો ઉપાય એમને જરા પણ જડયો નહિ. અત્યન્ત ભોગવિલાસથી જેમ સત્ય આઘું છે, તેમ અત્યન્ત દેહકષ્ટ કર્યે પણ એ જડતું નથી. આખરે 'મધ્યમ પ્રતિપદા' (વચલો માર્ગ)નો સિદ્ધાન્ત-વચલો માર્ગ હંમેશાં શ્રેષ્ઠ છે એ-એમને સમજાયો. હવેથી શરીર ટકાવવા જેટલું અન્ન લેવા માંડયું. ગએલી શક્તિ પાછી આવી. એક રાત્રિએ ગયા પાસે એક વૃક્ષ તળે ધ્યાન ધરતા બેઠા. અત્યાર સુધી જે સત્ય શોધી કાઢવા માટે એમણે અનેક ફાંફાં માર્યાં હતાં અને દેહકષ્ટ પણ ઘણું કર્યું હતું-એનો એમના અન્તરમાં આજ ઝળહળતો પ્રકાશ થયો, તેઓ જ્ઞાન પામ્યા, **જાગ્યા, બુદ્ધ થયા.** આ વખતે એમની ઉમ્મર ૩૫ વર્ષની હતી.

'હું જાગ્યો, પણ જગતને જગાડું ત્યારે જ ખરું' એમ વિચાર કરી એ ઊઠયા, અને કાશી પ્રત્યે ગયા. જે બ્રાહ્મણોએ પહેલાં નિશ્ચય કર્યો કે આ તપોભ્રષ્ટ સાધુને સંત્કરવો નહિ એ જ આ વખતે એમના જ્ઞાનના તેજથી લેવાઇ સામા ગયા, અને એમનો સત્કાર કર્યો! બુદ્ધ ભગવાને એમને 'ચાર આર્ય સત્યો'—જે વિષે હવે પછી કહેવામાં આવશે—અને જે સત્યો પેલી ધ્યાનની રાત્રિએ પ્રહરે એમને, પ્રહરે એક પછી એક, જણાયાં હતાં એનો ઉપદેશ કર્યો, અને ત્યારથી—**ધર્મચક્રપ્રવર્તન**નો આરંભ્યું. પાસેના ગામમાંથી બહુ લોકો એમનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. એમના શિષ્યની સંખ્યા વધતી ચાલી. ત્યારબાદ પીસ્તાળીસ વર્ષ બુદ્ધ ભગવાને ધર્મચક્ર પ્રવર્તાવ્યું. એ ધર્મચક્ર જતે દહાડે હિન્દુસ્થાનની બહાર પણ પ્રવર્ત્યું—અને તમને શરૂઆતમાં જ "હિન્દુધર્મ એટલે શું ?" એ વિષે બોલતાં કહેવામાં આવ્યું હતું તેમ—છેક ચીન તિબેટ માંગોલિઆ જાપાન મિસર પાલેસ્ટાઇન લંકા બ્રહ્મદેશ સુમાત્રા જાવા—વગેરેમાં હિન્દુ ધર્મની એ મ્હોટી શાખા ફેલાઇ. બુદ્ધ ભગવાને અનેક બ્રાહ્મણોને ખરૂં બ્રાહ્મણપણું શેમાં રહેલું છે એ બતાવી પોતાના સંઘમાં દાખલ કર્યા. એટલું જ નહિ, પણ હજામ, અન્ત્યજ, ગણિકા વગેરે હલકાં અને પાપી ગણાતાં મનુષ્યોને–દયાળુ ભાવે–સંઘમાં લીધાં. તેમાં કેટલાક તો મ્હોટાં ઉપદેશકો થયાં.

વિચારચન્દ્ર:—મહેતાજી સાહેબ, પેલાં બિચારાં યશોધરા અને રાહુલનું શું થયું ?

મહેતાજી:—શું થયું ? સાંભળો. એવા મહાપુરુષના કૃત્યથી કોઇને હાનિ થતી જ નથી. યશોધરા અને રાહુલ જેમને ઊંઘતાં મૂકીને પોતે ગયા હતા તેમને પણ જગાડયાંઃ ખરા અર્થમાં જગાડયાંઃ તેઓ ભિક્ષુ અને ભિક્ષુણીના સંઘમાં દાખલ થયાં.

છોકરાંઓ ગૌતમ બુદ્ધના જીવનની આ રસિક વાત સાંભળી બહુ રાજી રાજી થઇ ગયાં. વાત લાંબી હોવાથી આજના ધર્મશિક્ષણમાં રોજ કરતાં જરા વધારે વખત ગયો, પણ તે ક્યાં ગયો જણાયું નહિ.

---

પરિત્રાણ=રક્ષણ.
સસ્કારી=ઊંચા ગુણવાળો.
સંકલ્પવિકલ્પ=આ કરૂં કે ન કરૂં કે પેલું કરૂંવગેરે જુદા જુદા વિચાર.
વ્યાધિ=રોગ.
ભોગવિલાસ=એશઆરામ, સુખચેન
જળોદર=જળંદર, પેટમાં પાણી ભરાવાનો રોગ.
તપોભ્રષ્ટ=તપમાંથી ચળેલો.
પ્રવર્તાવનાર=ચલાવનાર.
ધર્મચક્રપ્રવર્તન = ધર્મરૂપી રાજ્યના રથનું પૈડું ચલાવવુ તે. ધર્મનું સામ્રાજ્ય ફેલાવવુંઃ ચક્રવર્તી રાજાની ઉપમા; અસલ રાજાનો રથ જ્યા સુધી જાય ત્યાં સુધી એનું રાજ્ય સ્થપાએલું ગણાતું.
પ્રહર=પહોર; ત્રણ કલાક.

---

૪૪

# ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ.

(૧) મહેતાજી:—છોકરાંઓ, ગૌતમ બુદ્ધના ઉપદેશનો સઘળો સાર એમના જીવનમાં જ રહેલો છે એમ કહીએ તો ચાલે. અને તેથી જ મેં તમને એમના જીવનની વાત વિગતવાર કહી. તો પણ એમના ઉપદેશમાંથી થોડાક સિદ્ધાન્ત હું તમને એકઠા કરી આપું તે લક્ષ દઇને સાંભળજો. ભગવાન ગૌતમ બુદ્ધે સંસારમાં જરા ( ઘડપણ ), વ્યાધિ, અને મરણ જોયાં—તે ઉપરથી એમના અત્યન્ત દયાળુ હૃદયને એક

નિશ્ચય એ થયો કે વસ્તુ માત્ર ક્ષણિક છે, અને દુઃખરૂપ છે. પોતા ઉપર દુઃખ પડવાથી સંસાર દુઃખમય છે એવી સમજણ તો ઘણા સાધારણ મનુષ્યોને પણ થઇ આવે છે; પણ બુદ્ધ ભગવાનની સમજણમાં ખૂબી એ હતી કે એમને જાતે દુઃખ ભોગવવાનો પ્રસંગ આવ્યો ન હતો—બલ્કે સ્ત્રી-પુત્ર-લક્ષ્મી આદિ સંસારનાં સર્વ સુખો એમને ભરપૂર હતાં—છતાં પણ માત્ર ઊંચી દયાળુ વૃત્તિ થકી જ પોતે આ મહાન સત્ય જોયું.

(૨) સંસાર દુઃખરૂપ છે એ જોવું તો હજુ સહેલું છે; પણ દુખનું નિદાન—શોધી કાઢવું, અને એના નિવારણનો ઉપાય કરવો એમાં બુદ્ધિની ઝીણવટ અને પરોપકારવૃત્તિની જરૂર પડે છે. બુદ્ધ ભગવાને જોયું કે દુઃખનાં બહારનાં ઓસડ નકામાં છે, વૈદકમાં જેને રોગનું નિદાન એટલે બીજ કહે છે એ શોધી કાઢવું જોઇએ અને પછી એને ઉપાય લગાડવા જોઇએ. તે સિવાયની ક્રિયા એ ઊંટવૈદું છે આમ સંસારરૂપી રોગના આ મહાન ચિકિત્સકે ( વૈદ્યે ) વિચાર કરીને શોધી કાઢયું કે દુઃખમાત્ર જીવનની તૃષ્ણા( તરશ ) માંથી—'હું જીવું, જીવું, ગમે તેમ કરીને, કોઇને દુઃખ દઇને પણ, જીવું' એવી લાલસામાંથી જન્મે છે. માટે હુંપણું—અર્થાત્ આત્મવાદ ત્યજવો, અને અનાત્મવાદ ગ્રહણ કરવોઃ એ બુદ્ધ ભગવાને બીજો સિદ્ધાન્ત કર્યો. સિદ્ધાર્થને એમના પોતાના સમયમાં આત્માને નામે ઘણું સ્વાર્થીપણું ચાલતું જોવામાં આવ્યું હતુંઃ એ આત્મા( હું )ના મોહથી મનુષ્ય સંસારમાં અસંખ્ય પાપો કરે છે એટલું જ નહિ, પણ જેઓ યજ્ઞમાં અગણિત પશુઓ હોમે છે તેઓ પણ મૂઆ પછી મારો આત્મા સ્વર્ગે જશે એવી આશાએ જ. માટે આત્મવાદ ટળે તો તૃષ્ણા ટળે, અને તૃષ્ણા ટળે તો દુઃખ નાશ પામે આ એમણે સિદ્ધાન્ત કર્યો.

(૩) તૃષ્ણા અને તૃષ્ણામાંથી ઊપજતા 'ઉપાદાન' ( વિષયગ્રહણ, રૂપ રસ ગન્ધ વગેરે ઇન્દ્રિયોના વિષય ગ્રહણ કરવા ) નો નાશ થાય, એટલે પુનર્જન્મ અને પુનર્જન્મ સાથે જોડાએલાં જરા-મરણ-વ્યાધિ વગેરે દુઃખો—શમી જાય. જે દુઃખો તે દિવસે રાજકુમારે રસ્તામાં આશ્ચર્ય અને શોક સાથે જોયાં હતાં—અને જેનો ઉપાય શોધવા એમણે 'અભિનિષ્ક્રમણ' કર્યું હતું.

(૪) આ દુઃખરહિત સ્થિતિ તે **નિર્વાણ.** 'નિર્વાણ.' એટલે બૂઝાઈ જવું: હોલાઇ જવું; મનુષ્યના હૃદયમાં હુંપણાની અને રાગદ્વેષની જે વૃત્તિઓ છે તેનું બૂઝાઈ જવું. આ દર્દીને દર્દ મટી સ્વસ્થતાની દશા.

આ ચાર સિદ્ધાન્તો તે ' ચાર આર્ય સત્યો ' એટલે કે ઉત્તમ જનો સ્વીકારે છે તેવાં સત્યો કહેવાય છે.

આ નિર્વાણદશા પ્રાપ્ત કરવાનો ગૌતમે બુદ્ધે જે માર્ગ શોધી કાઢ્યો એ **'મધ્યમ પ્રતિપદા'** અથવા **' આર્ય અષ્ટાંગ માર્ગ '** કહેવાય છે. ગૌતમ બુદ્ધે જાત અનુભવથી જોયું હતું કે જેમ ભોગવિલાસથી સત્ય દૂર રહે છે તેમ અત્યન્ત દેહકષ્ટથી પણ દૂર રહે છેઃ ખરો સત્યનો માર્ગ બે છેડાની મધ્યમાં છે, અને તેથી એ 'મધ્યમ પ્રતિપદા' યાને 'વચલો માર્ગ' કહેવાય છે. એ આર્ય જનોનો—અર્થાત્ સત્પુરુષોનો માર્ગ છે, અને એનાં આઠ અંગ છે—તેથી એ ' આર્ય અષ્ટાંગ માર્ગ ' પણ કહેવાય છે.

વળી બ્રાહ્મણ ધર્મના યોગસૂત્ર વગેરે અનેક ગ્રન્થમાં જેને 'પંચ યમ' કહ્યા છે, અને જૈન ધર્મમાં જેને 'પંચ વ્રત' કહે છે, તેને ઘણે ભાગે મળતાં આવતાં—બૌદ્ધધર્મમાં **પંચ શીલ** છે. એ પંચ શીલ તે—

(૧) 'પ્રાણાતિપાત'—એટલે કે હિંસા ન કરવી.

(૨) 'અદત્તાદાન' વગર આપ્યું લેવું નહિ, ચોરી કરવી નહિ.

(૩) મૃષાવાદ'–અસત્ય ભાષણ–કરવું નહિ.

(૪) મદ્યપાન કરવું નહિ.

(૫) બ્રહ્મચર્ય પાળવું.

---

ઊંટવૈદું=રોગ સમજ્યા વગર ઓસડ કરવુ તે.
લાલસા=અતિશય ઇચ્છા.
સિદ્ધાન્ત=સત્યનો નિશ્ચય.
આત્મવાદ—અનાત્મવાદ=આત્મા છે એમ કહેવું, આત્મા નથી એમ કહેવું.
યોગસૂત્ર=પતંજલિ મુનિનો યોગશાસ્ત્ર ઉપરનો ગ્રન્થ.

૪૫

# મૃત્યુનું રાજ્ય.

રમણલાલ:—મહેતાજી સાહેબ, આપે કાલે બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો કહ્યા તેમાં—સઘળું ક્ષણિક અને દુઃખરૂપ છે એ સિદ્ધાન્ત સૌનો પાયો ખરો ને ?

મહેતાજી:—હા. ગૌતમ બુદ્ધના જીવનચરિત્રની હકીકત જે મેં તમને કહી એ જોતાં એમ જ થવું ઘટે છે. એ રાજમહેલમાંથી બહાર ફરવા નીકળ્યા, અને રસ્તામાં એમણે પેલો ઘરડો ડોસો, પેલો જલોદરવાળો રોગી, અને પેલું મુડદું અને એની પાછળ થતો કળકળાટ—એ જોયાં, ત્યારથી એમના દયાળુ મનને જીવન ક્ષણિક છે અને દુઃખરૂપ છે એ વાતની ઘણી જ અસર થઇ આવી હતી, અને એનો ઇલાજ શોધવા માટે જ એ બહાર નીકળી પડ્યા હતા.

વિચારચન્દ્ર:—પણ, સાહેબ, એમણે કાંઇ ઇલાજ તો શોધી કાઢ્યો નહિ !

મહેતાજી:—શોધી તો કાઢ્યો—'આર્ય માર્ગ' શોધી કાઢ્યો. પણ હું તમારા કહેવાનો ભાવાર્થ સમજું છું. તમારૂં કહેવું એમ છે કે મૃત્યુ મટાડ્યું હોત અને રોગ શમાવ્યા હોત તો ખરૂં કર્યું કહેવાત: કેમ ખરૂં ને ?

વિચારચન્દ્ર—( જરા હસીને ): હા, સાહેબ.

મહેતાજી:—ત્યારે સાંભળો—ગૌતમ બુદ્ધ અને કિસા ગૌતમી નામે સ્ત્રી વચ્ચે થએલો એક સંવાદ:

કિસા ગૌતમી નામે એક જુવાન બાઇ હતી અને એને એક સુન્દર બાળક થયું હતું. બાળક હરતું ફરતું અને દોડતું થયું—એટલામાં એક રાત્રિએ એને વરાધ થઇ આવી અને વ્હાણું વાતાં વાતાં તો બિચારૂં મૃત્યુના મ્હોંમાં ઝડપાઇ ગયું ! માતા આ બનાવથી ગાંડા જેવી બની ગઇ, અને કોઇક આને ઓસડ આપે અને ફરી જીવતું કરે એવી આશાએ બાળકના શબને હાથમાં લઇને એ શેરીએ

શેરીએ ભટકી. રસ્તામાં એક બૌદ્ધ ભિક્ષુ મળ્યો એને કરગરીને કહ્યું: "ભગવંત ! મારા બાળકને કાંઇક ઓસડ આપો અને જીવતું કરો." ભિક્ષુએ કહ્યું: "બાઇ ! આનું ઓસડ મારી પાસે નથી. પણ અમારા એક ગુરુ ગૌતમ બુદ્ધ કરીને છે એમની પાસે જઇશ તો એ કાંઇક બતાવશે." કિસા ગોતમી આશાભરી એમની એમ એ બાળકને લઇ ગૌતમ બુદ્ધ પાસે ગઇ અને કહ્યું: "ભગવંત ! આપ સમર્થ છો: મારા બાળકને કાંઇક ઓસડ આપીને જીવતું કરો." ગૌતમ બુદ્ધે જવાબ દીધો: "બાઇ ! આ બાળકને અહીં સુવાડ અને હું કહું તેવી થોડીક રાઇ લઇ આવ. તો તારૂં બાળક હું જીવતું કરી આપું." આ ઉત્તર સાંભળીને બાઇ હરખાઇ અને પહેલાં કરતાં પણ અધિક આશાભરી રાઇ લેવા દોડતી હતી ત્યાં બુદ્ધ ભગવાને ક્ષણવાર ઊભી રાખી કહ્યું: "બાઇ ! આવા મંગળ કામને માટે મંગળ રાઇ જોઇએ. માટે એવાને ઘેરથી એ લાવજે કે જેના ઘરમાં કોઈ સગું વહાલું કદી મરી ગયું ન હોય." બાઇથી પુત્રના શબનો વિરહ પણ સહન થઈ શકતો ન હતો અને હજુ જાણે પુત્ર જીવતો જ છે એમ એને ભેટતી ભેટતી હાથમાં લઇને ગામમાં રાઈ લેવા—બુદ્ધ ભગવાને કહી હતી તેવી રાઇ લેવા—ગઇ. એક ઘેર ગઇ ત્યાં ઘરવાળાએ કહ્યું: "બાઇ, રાઇ તો છે; જોઇએ એટલી આપું. પણ તું કહે છે તેવી નથી. મારે ઘેર મહિના ઉપર એક જુવાન પુત્ર મરી ગયો છે તેથી લાચાર છું." કિસા ગોતમી બીજે ઘેર ગઇ, ત્રીજે ઘેર ગઇ, એમ સેંકડો ઘેર ભટકી; કોઇક ઠેકાણે બાપ તો કોઇક ઠેકાણે મા, કોઇક ઠેકાણે ભાઇ તો કોઇક ઠેકાણે બ્હેન, કોઇક ઠેકાણે ધણી તો કોઇક ઠેકાણે વહુ, કોઇક ઠેકાણે છોકરો તો કોઇક ઠેકાણે છોકરી, કોઇક ઠેકાણે મિત્ર તો કોઇ ઠેકાણે ચાકર—એમ જ્યાં જ્યાં તપાસ કરી ત્યાં કોઇ ને કોઇ તો મરી ગએલું જ જાણવામાં આવ્યું. કિસા ગોતમી ગૌતમ બુદ્ધ પાસે આવી અને સર્વ હકીકત કહી. ગૌતમ બુદ્ધે આ અનુભવનું મર્મ—સ્નેહી સંબન્ધીના મરણ વિનાનું કોઇ ઘર નથી, જન્મ્યું તે મરવાનું જ છે, પદાર્થમાત્ર નાશવંત છે એ સિદ્ધાન્ત—કિસા ગોતમીને સમજાવ્યો. કિસા ગોતમી સંસાર છોડી ભિક્ષુણી થઇ.

વિચારચન્દ્રઃ—ત્યારે, સાહેબ, આનો અર્થ તો એમ થયો કે મૃત્યુનો કાંઈ ઇલાજ જ નથી!

મહેતાજીઃ—નથી જ. જે વસ્તુ જેવી હોય તેવી જાણવી એનું નામ જ યથાર્થ જ્ઞાન, સત્ય જ્ઞાન છે. ઇલાજ શોધી કઢાય નહિ તો પણ ભલે. પણ વૈદ્યે પ્રથમ તો જે વસ્તુસ્થિતિ હોય તે નક્કી કરવી જોઇએ. ગૌતમ બુદ્ધે એ નક્કી કરી. તમે કહેશો કે મૃત્યુનો ઇલાજ નથી એ વાત કોણ નથી જાણતું? સૌ જાણે છે, પણ જાણીને જેમ વર્તવું જોઇએ તેમ વર્તે ત્યારે જ એ ખરૂં જાણ્યું કહેવાય. ગૌતમ બુદ્ધે આ વાત એક ખરેખરા સિદ્ધાન્તરૂપે જાણવાનો અને તે પ્રમાણે વર્તવાનો ઉપદેશ કર્યો. પણ, ખરૂં જોતાં ગૌતમ બુદ્ધે આટલું જ કર્યું નથી. મૃત્યુનું ઓસડ પણ શોધી કાઢયું છે. અને તે એ કે આ સંસારમાં 'હું જીવું જીવું, કોઇનું બગાડીને પણ જીવું, અને સુખ ભોગવું' એવી મૂર્ખતાભરી તરશ લાગ્યાં જ કરે છે તેમાં વિષયરૂપી પાણી પી પી કરવું એથી રોગ વધે છે અને મૃત્યુ થાય છે, માટે તે ન પીતાં જ્ઞાનામૃતથી એ તરશ છીપાવવી.

---

શબ=મુડદું.
કરગરી=આજીજી વિનંતિ કરી.
વસ્તુસ્થિતિ=ખરી હકીકત હોય જેવી તેવી.

મંગળ=શુભ, સારૂં.
વિરહ=વિયોગ, છૂટા પડવું.
લાચાર=ઈલાજ નહિ તેવો.
મર્મ=રહસ્ય, સાર.
જ્ઞાનામૃત=જ્ઞાનરૂપી અમૃત.

---

૪૬

# અવિરોધ.

છોકરાંઓને જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મમાં બ્રાહ્મણ ધર્મને મળતું ઘણું જોવામાં આવ્યું. સૌને એમ જ થયું કે ત્રણે એક જ ધર્મ છે. અને મહેતાજી સાહેબે આ વાત ઘણીવાર કહી હતી. તો પણ એ સંબન્ધી મહેતાજીને પૂછવાથી કાંઇક વિશેષ જાણવામાં આવે એટલા માટે એક જણે એ વિષય ઉપાડયો.

**સુમનરાયઃ**—મહેતાજી સાહેબ, આપે કહ્યું હતું કે જૈન ધર્મ પ્રમાણે જગત્નો કોઇ કર્તા-ઇશ્વર-નથી, અને સઘળું કર્મ પ્રમાણે થયાં કરે છે પણ એવો સિદ્ધાન્ત તો આપે વેદધર્મનાં ષડ્ દર્શનમાં પણ બતાવ્યો હતો.

**મહેતાજીઃ**—ખરૂં.

**મણિલાલઃ**—અને, સાહેબ, તપ અને વૈરાગ્યનો ઉપદેશ પણ એ ધર્મમાં છે.

**મહેતાજીઃ**—છે જ.

**કાન્તિલાલઃ**—સ્યાદ્વાદ જેવું પણ કાંઇક હશે ને ?

**મહેતાજીઃ**—એ પણ છે.

**વિચારચન્દ્રઃ**—અહિંસા ?

**મહેતાજીઃ**—ત્યાં આવતાં જરા ખુલાસા સાથે ઉત્તર આપવા જેવો છે. મૂળ વેદધર્મમાં કેટલાક યજ્ઞોમાં પશુહિંસા થતી અને કેટલાક સાદા દૂધ ઘીના યજ્ઞો થતા. જે પશુહિંસા થતી તે પણ ઘણેક ઠેકાણેથી ધીમે ધીમે જતી રહી ને પશુને બદલે વ્રીહિ( ડાંગેર—અન્ન )નું બલિદાન અપાવા લાગ્યું, અથવા પિષ્ટપશુ ( લોટનું પશુ ) કરીને એને હોમવાનો રિવાજ શરૂ થયો. પશુ તે આપણા હૃદયની વૃત્તિ-આપણું હુંપણું-છે, અને તે પ્રભુને સમર્પી એના યજ્ઞમાં હોમી દેવાનું છે ઇત્યાદિ તત્ત્વજ્ઞાનની રીતે વિચાર કરીને પણ ઘણા જ્ઞાની પુરુષોએ પશુહિંસા કાઢી નાંખી. વેદધર્મની ભાગવત ધર્મ નામે જે શાખા છે એણે હિંસાવાળા યજ્ઞનો બહુ જ નિષેધ કર્યો છે. શ્રીમદ્ભાગવતમાં નારદમુનિ પ્રાચીન-

ઋષિ રાજાને કહે છેઃ "હે પ્રજાપાલક રાજા! યજ્ઞમાં તેં નિર્દય થઇ હજારો પશુઓ-જીવો—માર્યા છે, તેઓ તારી ક્રૂરતા સંભારતાં પર લોકમાં તારી વાટ જોઇ બેઠાં છેઃ તેઓ એવાં કોપાયમાન થયાં છે કે જેવો તું અહીંથી પર લોકમાં જઇશ કે તુરત તને લોઢાનાં શસ્ત્રો વડે કાપવા તૈયાર થઇ જશે". આમાંથી બે વાત સિદ્ધ થાય છેઃ કોઇ કહે કે વેદધર્મમાં પશુહિંસા હતી જ નહિ તો તે કહેવું ખોટું છે; અને તે સાથે એ પણ ખુલ્લું છે કે વેદધર્મની જ શાખાઓમાં પણ પશુહિંસા બંધ કરવાનો ઉપદેશ ઘણી તરફથી થયો હતો. આમ હોય એમાં નવાઇ પણ નહિ. હિન્દુ ધર્મની ત્રણે શાખા—બ્રાહ્મણ જૈન અને બૌદ્ધ-એક જ ભુમિમાં, એક જ લોકમાં એક જ પ્રકારના જીવનમાંથી ઉત્પન્ન થઇ છે, અને એક જ મહાવૃક્ષની વડવાઇઓ છે,

આમ હોવાથી અમુક સિદ્ધાન્ત કેવળ એક જ ધર્મનો હોય, એ સંભવે જ નહિ. પણ આથી જૈન ધર્મનો આ દેશ ઉપર કાંઇ ઉપકાર નથી એમ સમજવું નહિ. સર્વ સિદ્ધાન્તમાં અહિંસાના સિદ્ધાન્તને મોખરે મૂકવાનું માન જૈનોને છે.

દુર્ગેશ્વરઃ—મહેતાજી સાહેબ, આપે કહ્યું કે ગૌતમ બુદ્ધ એક મહાન અવતારી પુરુષ હતા, અને તે પછી આપે એમના જીવનની અને ઉપદેશની જે હકીકત આપી તે જોતાં પણ એમ જ લાગે છે. ત્યારે લોકમાં એમ કેમ કહેવાતું હશે છે કે બુદ્ધાવતાર તો ભગવાને અસુરોને ભમાવવા માટે લીધો હતો?

મહેતાજીઃ—ભગવાન એમ કરે જ નહિ. ભગવાન અવતાર લે છે એ ધર્મની રક્ષા માટે લે છે, કોઇને ભમાવવા માટે લેતા નથી. એમના ઉપદેશમાંથી કેટલીક ભ્રાન્તિઓ પેદા થઇ છે એ વાત ખરીઃ જેમકે,- વેદ ખોટા છે, ઇશ્વર નથી, આત્મા નથી, સઘળું શૂન્ય છે ઇત્યાદિ. અને એ ભ્રાન્તિઓમાં જે પડ્યા તેમને બ્રાહ્મણશાસ્ત્રકારોએ અસુરો કહ્યા અને એમને ભમાવવા માટે ભગવાને બુદ્ધાવતાર લીધો એમ માન્યું. પણ આ સઘળું ગૌતમ બુદ્ધનો ખરો ઉપદેશ ન જાણનારને જ લાગુ પડે છે. ખરી હકીકત એ છે કે ગૌતમ બુદ્ધે વેદની નિન્દા કરી નથી, પણ બ્રાહ્મણે શું જાણવું જોઇએ અને કેવા હોવું જોઇએ એ બતાવ્યું છે. પણ આટલાથી વેદની નિન્દા ઠરતી હોય તો—

"શું થયું તમને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધર્યા થકી, શું થયું ગંગાજળ પાન કીધે.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ષટદરશન સેવ્યા થકી, શું થયું વરણના ભેદ આણે."

—એવાં નરસિંહ મહેતાનાં પદ ક્યાં નથી? અને ખુદ કૃષ્ણ ભગવાને પણ ગીતામાં, વેદના અર્થની માથાકૂટ કરનારને ક્યાં નિન્દા નથી?

બીજું, ઈશ્વર નથી એમ ગૌતમ બુદ્ધે કદી કહ્યું નથી. પણ ઈશ્વરની શોધમાં ગૂંથાઈ રહી લોક જે ખરૂં કરવું જોઇએ તે કરતા નથી અને તેથી જ ઈશ્વર વિષેની ચર્ચા એમણે નકામી કહી છે. એ કહે છે કે—"એક માણસને ઝેરી બાણ વાગ્યું હોય તો એ શસ્ત્રવૈદ્ય પાસે જઇને કઢાવશે કે પડેલો વિચાર કરવા બેસશે કે વારૂ, આ બાણ મારનાર કોણ હશે? આ બાણ શેનું બન્યું હશે વગેરે. માટે જગત્ નિત્ય છે કે અનિત્ય? એનો કર્તા છે કે નહિ? હોય તો કેવો છે? ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી." હવે વિચાર કરતાં, આપણને આ પ્રશ્નો નિરર્થક નથી લાગતા. પણ જ્યારે લોક પોતાનું ખરૂં કર્તવ્ય—સન્માર્ગે ચાલવાનું—ભૂલી આવા પ્રશ્નોના વાદવિવાદમાં પડી રહે ત્યારે ગૌતમ બુદ્ધે કહ્યું તેમ કોઈ કહે તો શું ખોટું? તારાની શોધમાં ફરતાં પગ તળે કૂવો આવે છે એ ભૂલી જઇએ તો તે ખોટું છે એમ તો સૌ કબૂલ કરશે જ. તે જ પ્રમાણે, જૈન ધર્મમાં પણ ઈશ્વર નથી એમ જે માન્યું છે એનું ખરૂં તાત્પર્ય કર્મનો મહિમા બતાવવાનું—આપણા કર્મો થકી જ સઘળું થાય છે એમ બતાવવાનું છે. વળી આત્મા નથી એવું ગૌતમ બુદ્ધે કહ્યું છે તે આપણું હુંપણું ટાળવાની મતલબથી જ છે. તે જ પ્રમાણે સઘળું શૂન્ય છે એમ બુદ્ધે કહેલું મનાય છે તે પાપપુણ્યની જવાબદારી ખંખેરી નાંખવા માટે નહિ પણ સંસારનો મોહ ટાળવા માટે. હિન્દુધર્મમાં જેમ શિવ વિષ્ણુની નિન્દાનાં પ્રકરણ પેઠી ગયાં છે તે જ રીતે બૌદ્ધ જૈન અને બ્રાહ્મણ ધર્મ વચ્ચે પરસ્પર નિન્દાની વાતો દાખલ થઈ ગઇ છે. એ ખરૂં જોતાં ખેતરનો સારો પાક નથી, પણ ખેતરને બગાડનાર સળેલા સાંઠા છે એમ સમજીને એવા સર્વ ભાગ દૂર કરવા જોઇએ.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૮ | દેખાય છે ? | દેખાય છે ! |
| ૨૯ | ૬૩ | કરમેશ્વરને | પરમેશ્વરને |
| ૪૮ | ૭ | ચારવર્ણ: | ચારવર્ણ: ૧. |
| ૫૦ | ૭ | મળે ? | મળે છે ! |
| ૫૨ | ૨૧ | વિદ્વાન હોય હોય | વિદ્વાન હોય |
| ૫૬ | ૧૦ | જાણુતાં થા | જાગતાં તથા |
| ૬૪ | ૧૪ | ખોળામાં | ખોબામાં |
| ૬૫ | ૩૧ | પુરધિ | પુરધિ |
| ૬૬ | ૧૭ | ધ્રવ | ધ્રુવ |
| ૭૩ | ૮ | પણ | પણ જેમકે |
| ૭૪ | ૧૨ | **શૌચામિન્દ્રિય** | **શૌચામિન્દ્રિય** |
| ૭૫ | ૧૮ | **યમચ** | **યમશ્ચ** |
| ૭૮ | ૨ | ચ્હીડાઇ | ચ્હીડાઇને |
| ૮૦ | ૧૮ | એની શાખામાંથી | એની એક શાખામાંથી |
| ૮૦ | ૧૯ | તે સૂકાઇ જાય | તે શાખા સૂકાઇ જાય |
| ૮૧ | ૩ | દેવીએ | દેવોએ |
| ૮૧ | ૨૮ | સ્વપ્નામાં ફરતો | સ્વપ્નામાં હરતો ફરતો |
| ૮૪ | ૧ | શકાય છે ? | શકાય છે. |
| ૮૫ | ૧૭ | સંબન્ધી | સંબન્ધ |
| ૮૬ | ૬ | દે તો | દે હતો |
| ૮૮ | ૨૭ | કહ્યું | રહ્યું |
| ૧૦૪ | મે પાને | શબ્દાર્થના ટિપ્પણમાંથી 'તર્ક'થી 'વૃત્તિ' સુધીનો ભાગ ૨૬ સમજવો. | |
| ૧૦૪ | ૩ | 'કપાળે કપાળે' | 'કપાળે કપાળે |

---